# મુસીબત ના કારણો



લેખક

મુફતી અહમદ બેમાત

(સાબિક શૈખુલ હદીસ ફલાહે દારૈન તડકેશ્વર વ બાનીયે મદની દારૂત્તરબિયત કરમાલી)

## અનુક્રમણિકા

بسم الله الرحمن الرحيم

## પ્રસ્તાવના

માનવતાં વાચક મિત્રો,

આજે પુસ્તિકા અત્યારે આપના હાથોમાં છે હઝ. મવ. મુફતી અહમદ બેમાત સા. રહ.ની લખેલ ત્રીજી પુસ્તિકા છે. વર્તમાન ઝહરીલા માહોલ અને પ્રદુષિત વાતાવરણમાં ઈસ્લામ ધર્મ પર આંતકવાદ અને ટેરેરીઝમ મેંટાલીટીનું લેબલ લગાવીને બદનામ કરવાની કોશીશો કરવામાં આવી રહી છે. અને મદ્રસાઓને આંતકવાદના અડ્ડાઓનું નામ આપીને તેમના તરફ શંકાની સોય ચિંધવામાં આવી રહી છે. અને મદ્રસાઓની મહાન દીની પ્રવૃત્તિઓ અને ખિદમતોને બેકાર બતાવવામાં આવી રહી છે.



હઝ. મુફતી સા. રહ. ને અલ્લાહતઆલા તરફથી ઈસ્લામ અને મુસલમાનો પર કરવામાં આવતા હુમલાઓના ડિફેન્સનો અપાર જઝબો મળ્યો હતો. જેથી સમયની જરૂરત તેમજ સંજોગોને સામે રાખી આપ સાહેબે ઈસ્લામનું ચોખ્ખુ માર્ગદર્શન અને લોકો સાથે ભલાઈ કરવા બાબતના નબવી કથનોને મુસ્લિમ અને ગૈર મુસ્લિમ સામે રજૂ કરવું અનિવાર્ય સમજયું જેથી આપણી અને બીજાઓની શંકા કુશંકાઓ દુર થઈ શકે અને ઈસ્લામની સાફ અને સીધી સડક પર ચાલી પડી બંદા પોતાના સર્જનહાર સુધી પહોંચી શકે.

અફસોસ છે કે હઝ. આજે આ દુન્યામાં મવજુદ નથી.

### ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહે રાજિઉન

પરંતુ હમો આપનો આ અંતિમ સંદેશ વાંચક મિત્રો સમક્ષ એ ઉમ્મીદ સાથે પહોંચાડવાનો પ્રયત્ન કરી રહયા છીએ કે એના ઉપર અમલ કરી પોતાના માલિકની રઝામંદી પ્રાપ્ત કરી શકો અને આ બહાને આ નેક કાર્ય મુફતી સા. રહ. ના હકમાં મગફિરત અને દરજાતની બલંદીનો ઝરીયો બને.

નોટ : આ પુસ્તિકાની શરૂઆતમાં હઝ. મુફતી સા. રહ. નું ટુંકું જીવન ચરિત્ર વર્ણન કરવામાં આવેલું છે. અને સાથે જ આપના વિષે ઉલમા અને વિદ્વાનોના મતો પણ રજુ કરવામાં આવેલ છે.

# લેખકનું જીવન ચરિત્ર એક નઝરમાં

(૧) હઝ. મુફતી બેમાત સા. રહ. ની જન્મ તારીખ ૧૬ જાન્યુઆરી ઈ.સ. ૧૯૩૨ છે. અને મૃત્યુ તારીખ ૧૨ ફેબ્રુઆરી ઈ.સ. ૨૦૦૪ છે.

(૨) શરૂઆતની તઅલીમ પોતાના જ ગામ કરમાલીમાં હાસિલ કરી પરંતુ તે વખતના આપના અસાતિઝહ કોણ હતા ? તે ન જાણી શકાયું.

(૩) જામિઅહ ઈસ્લામિયહ તઅલીમદ્દિન ડાભેલ સિમલકમાં ઉચ્ચ શિક્ષણ માટે શવ્વાલ સ.હિ. ૧૩૬૨માં દાખલ થયા.

(૪) ડાભેલમાં આપ મર્હુમના અસાતિઝહ. મવ. મુહમ્મદ એખલ વાયા ડાભેલી સા.મવ. અહમદ અમેજી કાછવી સા., મવ. અ. કાદિર સા. મવ. શમ્શુલહક્ક અફઘાની સા. મવ. કાઝી અત્હર મુબારક પુરી સા. મવ. ઈસ્માઈલ કાસુજી સા. મવ. અહમદ પટેલ સા. મવ. મુહમ્મદ માલિક સા. મવ. શમ્શુદ્દિન સા. મવ. મુફતી ઈસ્માઈલ બિસ્મીલ્લાહ સા.

(૫) દેવબંદના અસાતિઝએ કિરામ શયખુલ ઈસ્લામ હઝ. મવ. સૈયદ હુસૈન અહમદ મદની રહ. જેમની પાસે બુખારી શરીફ, તેમજ તિરમીઝી શરીફ પઢી હકીમુલ ઈસ્લામ હઝ. મવ. કારી મુહમ્મદ તૈયબ સા. રહ. જેમના થી મિશ્કાત શરીફ પઢી. ઈફતા (મુફતીનો કોર્સ) હઝ. મવ. મુફતી સૈયદ મેહદી હસન સા. રહ. પાસે કર્યો. એમના વગર બીજા અનેક ઉસ્તાદો છે. જેમાં વિશેષ રૂપે હઝ. મવ. મુલ્લાં હસન બિહારી સા. હઝ. મવ. ઈબ્રાહીમ બલ્યાવી રહ. શયખુલ અદબ હઝ. મવ. એઅઝાઝ અલી સા. રહ. છે.

(૬) ડાભેલમાં પઢાવ્વાની શરૂઆત :– શવ્વાલ સ. હી. ૧૩૭૨ થી સ. હી. ૧૩૮૮ સુધી

(૭) ડાભેલમાં રહેવાની મુદ્દત :– કુલ ૧૭ વર્ષ

(૮) ડાભેલમાં આપના પાસે પઢનારાઓમાં વિશેષ તલબા મવ. ઈબ્રાહીમ ઈન્દોરી સા. (દા.બ.) મવ. અબ્રાર અહમદ ધુલ્યવી સા. (રહ.) મવ. મુફતી મુહમ્મદ આછોદી સા. દા.બ. મવ. મુફતી અહમદ દેવલા સા. દા.બ. મવ. હૈદરઅલી હથોડવી રહ. મવ. અમુનીર્રશીદ દમણી સા. દા.બ. મવ. યુસુફ કાવી સા.મવ. યાકુબ પટેલ સા. મુફતી ઈસ્માઈલ કછોલવી સા. દા.બ. વગેરે.

(૯) કિતાબો લખવાની બિસ્મીલ્લાહ અને શરૂઆત ઈ.સ. ૧૯૬૯ થી શરૂઆત આપની લખેલ પહેલી કિતાબ અહકામુલ મસાજિદ૧૨ માર્ચ ઈ.સ. ૧૯૬૯ માં લોકો સમક્ષ આવી.

(૧૦) લખેલ કિતાબો :– ગુજરાતીમાં આપની લખેલ કુલ ૪૦ કિતાબો છે. અને એક ઉર્દુ પુસ્તિકા છે.

(૧૧) ૧૩ કિતાબોનું અંગ્રેજી કરવામાં આવ્યું છે.





(૧૨) આ કિતાબ જે આપના સમક્ષ છે એનું અંગ્રેજીમાં અનુવાદ થઈ ગયું છે.

(૧૩) ડાભેલમાં રહીને જે કિતાબો આપે પઢાવી :– શરહે અકાઈદ મિશ્કાત શરીફ, તહાવી શરીફ, શરહે તહઝીબ (અમુક દિવસો માટે મુસ્લિમ શરીફ) આપના લખેલ ફતાવા લગભગ ૩૦૦ છે.

(૧૪) શવ્વાલ હિજરી ૧૯૯૦ મુતાબિક ૯ જાન્યુઆરી ૧૯૬૯માં ડાભેલ છોડીને તડકેશ્વર તશરીફ લાવ્યા.

(૧૫) ૪ માર્ચ ઈ.સ.૧૯૯૦ સુધી તડકેશ્વર રહયા કુલ ૨૨ વર્ષ.

(૧૬) તડકેશ્વરમાં આપના વિશેષ તલબા – મવ. ગુલામ મુહમ્મદ વસ્તાનવી સા. મવ. યુસુફ સા. ટંકારવી – મવ. બશીર અહમદ ખાનપુરી સા. મવ. ઈકબાલ દેવલા સા. મુફતી મુસા બલેશ્વરી મવ. અ. રશીદ ખાનપુરી સા. મવ. હનીફ ગંગાત સા. કારી મો. સિદ્દીક સા. સાંસરોદી. મવ. અબૂબક સા. મોસાલી.મવ. ઈકબાલ મુહમ્મદ ટંકારવી સા. મવ. અહમદ ટંકારવી સા. મવ. કાસિમ ઈંગાર સા. (અહકર મુહમ્મદ અમજદ બેમાતે પણ તડકેશ્વરમાં હઝ. વાલીદ રહ.પાસે તઅલીમ હાસિલ કરી.)

(૧૭) તડકેશ્વરમાં આપની તઅલીમી ખિદમાત :– ઈ.સ.૧૯૬૯ થી મુસ્લિમ શરીફ, અબૂદાવુદ શરીફ, ઈબ્ને માજા શરીફ, મિશ્કાત શરીફ, શરહે નુખ્બતુલ ફિક્ર, ઈફતા, તહાવી શરીફ અને બુખારી શરીફ ઈ.સ. ૧૯૭૧ થી ૪ માર્ચ ૧૯૯૦ સુધી.

(૧૮) બુખારી શરીફ પઢાવ્વાની કુલ મુદ્દત ૨૦ વર્ષ છે.

(૧૯) ગુજરાત હિંની તઅલીમી બોર્ડના પ્રમુખ રહયા ઈ.સ. ૧૯૭૮ થી ઈ.સ.૧૯૯૩ સુધી અને ઈ.સ. ૧૯૯૫ થી વફાત સુધી (વચમાં થોડી મુદ્દત માટે ઝિમ્મેદારી બીજા પાસે રહી) પ્રમુખ સ્થાનની કુલ મુદ્દત લગભગ ૨૬ વર્ષ છે.

(૨૦) શરઈ પંચાયતના પ્રમુખ ગુજરાત રાજય વતી–૧ લી જાન્યુઆરી ઈ.સ.૧૯૭૬ થી શરૂઆતમાં હઝ. અહમદ અશરફ રાંદેરી રહ. પ્રમુખ અને હઝ. મુફતી બેમાત સા. રહ. જનરલ સેક્રેટરી હતા. (હઝ. મુફતી અહમદ બેમાત સા. રહ. હઝ. મવ.અહમદ અશરફ રાંદેરી રહ. અને શયખુલ હદીષ હઝ. મવ. મુહમ્મદ રઝા અજમેરી રહ. ત્રણે બુઝુર્ગો શરઈ પંચાયતની સ્થાપના કરનાર છે.)

(૨૧) જમ્ઈય્યતે ઉલમાએ હિંદની કમીટીના સભ્ય લગભગ ૩૦ વર્ષ સુધી રહયા.

(૨૨) અમીરે શરીઅત ગુજરાત :– હઝ. મવ. મુફતી સૈયદ અ. રહીમ સા. લાજપુરી રહ.ની વફાત પછી ૫/સફર હી.સ. ૧૪૨૩ મુતાબિક ૧૯ એપ્રીલ ઈ.સ. ૨૦૦૨ થી વફાત સુધી રહયાં.

(૨૩) જમ્ઈય્યતે ઉલમા ગુજરાતના પ્રમુખ ૨ વર્ષ સુધી રહયાં.

(૨૪) જમ્ઈય્યતે ઉલમા જિલ્લા સુરતના પ્રમુખ લગભગ ૧૬ વર્ષ સુધી રહયા.

(૨૫) શયખુલ ઈસ્લામ હઝ. મવ. સૈયદ હુસૈન અહમદ મદની રહ. ની બરકતવંત સાહેબતમાં લગભગ ૯ વર્ષ રહયા.
(૨૬) હઝ. શૈખ મદની રહ.ની વફાત પછી શયખુલ હદીષ હઝ. મવ. ઝકરીય્યહ રહ.ના હાથ પર બયઅત થયા અને લગભગ ૧૮ વર્ષ સુધી દરેક રમઝાન માસમાં હઝરતની ખાનકાહમાં હાજરી આપી.
(૨૭) દારૂલ ઉલુમ મદની દારૂત્તરબિયતની પાયા વિધી હઝ. ફિદાએ મિલ્લત મવ. સૈયદ અસ્અદ મદની સા. નવ્વરૂલ્લાહુ મરકદહુના હસ્તે ઈ.સ.૧૯૯૦માં કરવામાં આવી અને ઈ.સ. ૧૯૯૬ સુધી જરૂરી બાંધકામો થઈ ચુંકયા હતા. તાલીમ ૧૯૯૦ થી ચાલુ થઈ ગઈ હતી.
(૨૮) હઝરત મુફતી સાહબ રહ. ની દુઆઓની બરકતથી સ.ઈ.૨૦૦૫થી દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલીમાં દૌરએ હદીષ (બુખારી શરીફ) નો દર્સ જારી છે. અલ્હમ્દુ લિલ્લાહે અલા ઝાલિક, દારૂલ દેવબંદનાં સદર મુફતી હબીબુર્રહમાન નાં ભાઈ શૈખ અબ્દુલ હય ખૈરાબાદી શૈખુલ હદીષ છે.

## હઝ. મુફતી સા. રહ. ના ઈન્તિકાલ પછી બુઝુર્ગો અને મહાનુભાવોએ રજુ કરેલ મંતવ્યો

### ૨૩ ઝિલ્હજ હિજરી ૧૪૨૫ મુતાબિક ૧૫ ફેબ્રુઆરી ૨૦૦૪

**હઝ. મવ. કારી અ. હમીદ સા. પાનોલી**

(૧) હઝ. મુફતી બેમાત સા. રહ. ની દીની ખિદમતો દેશ–વિદેશમાં રોશન છે.
(૨) મુફતી સા. નું આ દુન્યાથી ચાલ્યું જવું આખી દુનિયાને રડાવી રહયું છે.
(૩) મુફતી સા. ની વફાતથી હમારા દિલ કરમાઈ ગયાં છે.

**શયખુલ હદીષ હઝ. મવ. અબૂલ્હસન સા. દા.બ.**

(૧) હઝ. મુફતી સા.ની હમોને, પુરી ઉમ્મતને તેમજ આ મદ્રેસાને જરૂર હતી હઝ. મહાન પુરૂષ હતા. હમો તો તમન્ના કરતા હતા કે મુફતી સા. ની ઉમરમાં અલ્લાહ તઆલા બરકત અતા ફરમાવે, એઓ હમારા વચમાં રહે.જેનાથી ઉમ્મત આપનાથી ફાયદો ઉઠાવતી રહે.પરંતુ અલ્લાહ તઆલાના હુકમ આગળ કોનું કયારે ચાલ્યું છે ? અને ચાલશે ?
(૨) હઝ. મુફતી સા. ને ઉમ્મતની લાગણી – હમદર્દી અને બેચૈની હતી.
(૩) બે પરવાહી અને ગફલત ભર્યુ જીવન કયારે પણ વિતાવતા ન હતા. આ સંપુર્ણ ખુબીઓ આપણા અંદર પણ હોવી જોઈએ.
(૪) દરેક વસ્તુના પ્રોગ્રામ બનાવતા હતા અને ઘણી મહેનત કરતા હતા.
(૫) હઝ. શૈખે ફરમાવ્યું કે ઈલ્મી દુન્યામાં હમો બન્ને જણે ઘણાં જ મશ્વેરા કર્યા.

**હઝ. મવ. અબ્દુલ્લાહ સા. કાપોદ્રવી મ. ઝિ.**



(૧) અલ્લાહ તઆલાએ હઝ. મુફતી સા. ને દરેક કામની ધુન આપી હતી. જયારે આપ પઢતા હતા ત્યારે પણ રાત્રે ૧૧.૩૦, ૧૨ વાગ્યા સુધી કિતાબોનું વાંચન પોતાના લેસનની તૈયારીમાં મશગુલ રહેતા હતા.
(૨) સ્વભાવ થોડો તીખો હતો. વાત સખ્તીથી કરતા હતા. કયારે પણ કોઈનાથી પ્રભાવિત થતા ન હતા. જે પણ ખ્યાલ પોતાનો હોય તો વિના સંકોચે રજુ કરી આપતા.
(૩) પોતાના અંદર ઈમાની હિંમત હતી.
(૪) બેહતરીન આલીમ હતા સાથે જ પોતાના વડીલો પ્રત્યે ઘણી જ મુહબ્બત હતી એના જ કારણથી આપના અમલ અને ઈલ્મમાં નિખાર પેદા થઈ ગયો હતો.
(૫) શયખુલ ઈસ્લામ નવ્વરલ્લાહુ મરકદહુએ મુંબઈમાં યોજાયેલી એક કોન્ફરન્સમાં ફરમાવ્યું હતું કે મદ્રસાઓ કરોડરજ્જુના જેમ છે. અને આ દેશમાં ઈસ્લામ ધર્મના બાકી રહેવાના બે જ ઉપાયો છે. મદારિસને કાઈમ કરવું. અને પોતાના ધર્મની ખુલ્લી દઅવત અને પ્રચાર, જેનાં જ લઈ મુફતી સા. એ ઠેર–ઠેર મકતબો શરૂ કર્યા.
(૬) આપ સ્વમાની હતાં.
(૭) પ્રખળ આલિમે દિન હતા. ખૂબ સાદુ જીવન જીવતા હતા. સારા ગુણોના માલિક હતા.
(૮) હઝ રહ. લાઈલાહ ઈલલ્લાહ પઢતા પઢતા દુન્યા છોડીને ચાલ્યા ગયા.
(૯) આપ પોતાના ઈલ્મની કદ્ર પણ કરતા હતા.
(૧૦) આપ અત્યારે હમારા સાથે રહયા નથી પરંતુ આપના કામો અને વાણીઓ હમારા સામે છે. જેના પર અમલ કરવો જોઈએ.
(૧૧) છેલ્લા શ્વાસ સુધી હઝ. મુહમ્મદ મુસ્તુફા સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો સંદેશ ઉમ્મત સુધી પંહોચાડતા રહયા.
(૧૨) હઝ. મુફતી સા. રહ.નો જે દિવસે ઈન્તિકાલ થયો તે જ દિવસે મવ. અબ્દુલ્લાહ સાહબે ફરમાવ્યું હતું કે ગમે તેવી મુશ્કિલ કિતાબ ઘણી જ આસાનીથી પોતાના વિદ્યાર્થીઓને સમજાવી દેતા.

**હઝ. મવ. ઈબ્રાહીમ સા. ઈન્દોરી દા.બ.** શયખુલ હદીષ દારૂલ ઉલુમ ફલાહે દારૈન. તડકેશ્વર

(૧) હઝ. મુફતી સા. ના સારા ગુણો અને ખુબીઓ જેમ કે આપની રેહણી કળણી અને લેવડ દેવડમાં સફાઈ અને ચોખ્ખાઈ હતી. એવા ગુણો આપણા અંદર પણ આવ્વા જોઈએ.
(૨) હઝ.ની લખેલ કિતાબો ઘણી જ ફાયદા કારક છે.એનાથી ખૂબ જ ફાયદો ઉઠાવવો.
(૩) એમને આપની દુઆઓમાં હંમેશા યાદ કરતા રહો.

(૪) હઝ.મુફતી સા.રહ. ઉમ્મતનો માલ ખર્ચ કરવાની જગ્યાઓએ ખર્ચ કરતા હતા.
(૫) લેવડ–દેવડ માં એટલા બધા સાફ હતા કે તલબા આપના પાસે પોતાના પૈસા જમા કરાવતા હતા.
(૬) તાલિબે ઈલ્મની ભૂલ પર તરત જ ટોકતા હતા.
(૭) હમો લોકોએ ઈ.સ. ૧૯૫૭માં આપથી ઉસુલુસ્શાશી અને શરહે તહઝીબ પઢી.
(૮) આ દારૂલ ઉલુમ મદની દારૂત્તરબિયત હઝ. માટે થવાબે જારિયહ છે. એને બાકી રાખો.
(૯) હઝ. મુફતી સા. રહ. પાસે હજારો તલબા તૈયાર થઈ દેશ અને વિદેશમાં દિનની ખિદમત તેમજ તકરીર અને પઢવા પઢાવ્વામાં મશગુલ છે. આ જ વસ્તુ હઝ.ની મકબૂલ હોવાની ખરી દલીલ છે.
(૧૦) આપ હઝ. તો ચાલ્યા ગયા પરંતુ ઈલ્મનો અપાર સમંદર છોડીને ગયા છે.
(૧૧) હંમેશા પોતાના શૈખના તરીકા પર ચાલતા હતા.

**હઝ. મવ. મુફતી અબ્દુલ્લાહ સા. કાવીવાલા દા.બ.**

ઉસ્તાદે હદીષ દારૂલ ઉલુમ કંથારીઆ.

(૧) હઝ. મુફતી સા. રહ.ની પુરી ઝિંદગીનો નમૂનો કોઈ એક વ્યકિત સામે નજ આવી શકે પરંતુ જે વ્યકિતએ આપને ઘણાં જ પાસે રહીને નિહાળ્યા છે. દરેક મિટિંગ તેમજ મજિલસમાં આપના સાથે રહયા છે, તે એવુ જ કહેશે કે આપ રહ.ની ઝિંદગી અને જીવન ગુઝારવાની શૈલી કુર્આન અને હદીષ પ્રમાણે જ હતી.
(૨) મુફતી સા. નું જીવન ચારિત્ર આપણા માટે અપનાવ્વા લાયક છે. એમના ગુણો અને ઈલ્મમાંથી કંઈક પ્રેરણા આપણે લેવી જોઈએ.
(૩) આપે જીવનની કોઈ પણ મિનિટ બેકાર જવા નથી દીધી. હંમેશા દીનની ખિદમત અને કૌમની ઈસ્લાહની ફિક્રમાં ગુઝારી છે.
(૪) હમો મુફતી સા. રહ. ની ભલાઈઓનો કોઈ બદલો ચુકવી નથી શકતા. પંરતુ એ કે એમના મગફિરતની દુઆઓ કરી શકીએ છીએ અને એવણના લગાવેલ બગીચાને આગળ વધારવાની કોશીશ કરીએ એ જ એમના સાથે આપણી મુહબ્બત અને હમદર્દીની નિશાની છે.
(૫) કિતાબો લખીને તેમજ તકરીરો કરીને ઉમ્મતની ઘણી જ ખિદમત કરી છે. અને આપને હંમેશા એ ફિક્ર હતી કે ગુજરાત રાજયના દરેક મુસલમાનના ઘરમાં ઈસ્લામ અને દીની તઅલીમી પહોંચી શકે.
(૬) હકક વાત કહેવામાં પછી પાની કરતા ન હતા.
(૭) બેપર્દગી અને વ્યાજુ વ્યવહારને ખત્મ કરવા માટે જે પુસ્તિકાઓ આપે લખી



તે ઘણી જ ફાયદા આપનારી છે. અને લોકોને એનાથી ઘણાં જ ફાયદા થયા પણ છે.
(૮) મુફતી અને મહાન આલિમ હોવા છતાં આપના અંદર નમ્રતા અને વિનમ્રતા હદથી વધારે હતી.
(૯) અલ્લાહતઆલાનું ફરમાન નઝર સમક્ષ રાખી કદી પણ હક વાત કહેતા સંકોચાતા ન હતા.
(૧૦) છેવટે દરેક વાતનો નિચોળ એ છે કે આપની ઉપર આ હદીષ બરાબર બંધ બેસે છે. જેને ઈમામે મુસ્લિમ રહ. એ રિવાયત કરી છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે''જયારે ઈન્સાન દુન્યાથી ચાલ્યો જાય ત્યારે એના દરેક કાર્યો બંધ થઈ જાય છે. પરંતુ ત્રણ કાર્યો એવા છે જે બાકી રહે છે. સદકએ જારિયહ, એવો ઈલ્મ જેનાથી ફાયદો ઉઠાવ્વામાં આવતો હોય અને નેક અવલાદ જે મરનાર માટે દુઆ કરે.''

(મિશ્કાત શરીફ, ભાગ–૧, પેજ ૨૨)

**હઝ. મવ. મુહમ્મદ સુલયમાન સા. ઝાંઝી**

(૧) હઝ. મુફતી સા. ની આપણે કદર ના કરી, લોકો એમને ઓળખતા જ ન હતા.

**હઝ. મવ. ઈબ્રાહીમ સા. (મ.ઝી.)** મુહતમીમ દારૂલ ઉલુમ ખરોડ

(૧) હઝ. મુફતી સા. રહ.ની ખિદમતો એમના જીવનના છાયા નીચે દબાયેલી હતી. જયારે એવણ ચાલ્યા ગયા તો એમની ખિદમતો આપણા સામે ઉભરી આવી. હઝ. ની ઝાત આપણા માટે ઘણી જ મોટી નેઅમત હતી. એમના છાયા નીચે ગામના લોકો તેમજ બીજા ઘણાં માણસો પોતાનું જીવન જીવતા હતાં.
(૨) જયારે પણ ઉમ્મત પર અચાનક કોઈ કટોકટી નો સમય આવતો તો મુફતી સાહબ સવ પ્રથમ આગળ વધી ઉલમાને જાગ્રુત કરતા.
(૩) દરેક કામને સંપુર્ણ પુરૂ કરવાની કોશીશ કરતા.
(૪) મુહતમીમ સાહબે ફરમાવ્યું કે ઘણાં તે કાર્યો જે હઝ. મુફતી સા. ની હયાતીમાં પુરા થઈ જતા હતાં તે હવે કાગળો અને દિલોમાં જ રહી જશે. પરંતુ દુઆ છે કે અલ્લાહ તઆલા સારો બદલ ઉમ્મતને અતા ફરમાવે. આમીન...



# બે બોલ

શરૂ કરૂં છું અલ્લાહના નામ થી જે ઘણો મહેરબાન છે. અને દુરૂદ સલામ તેમના પ્યારા રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના ઉપર કે, જેવણે આવી ઈન્સાનની કામયાબી અને તરકકીના માર્ગો બતાવી ઈન્સાનિયત અને ભાઈચારો, મુહબ્બત, ઈત્તિફાક, ઈસાર, હમદર્દી, ઈખ્લાસ, તવાઝોઅ, નાનાઓ પર રહમ, મોટાની ઈઝઝત કરવાના તરીકાઓ, અદબો શીખવી. અલ્લાહના હકો બંદાના ઉપર શું છે. એના સબકો પઢાવી આ દુન્યાને જન્નતના ટુકડા સમાન બનાવી દીધી. જેમાં અલ્લાહની તસ્બીહ-તહમીદ, ખુદાની યાદ અને દરેક કામમાં લિલ્લાહીયત જોવા મળતી હતી. અંગત સ્વાર્થ અને લાભથી દૂર રહેતા હતા. એક લાંબી હદીષનો ટુકડો -

અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ રદી. એક માણસને ફરમાવતા હતા, '' આ સમયમાં એવા લોકો છે કે દીન સામે રાખી કામ કરે છે અંગત લાભ હોય કે ન હોય, હવે પછી એવો સમય આવશે કે કામ કરવા પહેલાવિચારશે કે મને કેટલો ફાયદો છે? ત્યાર બાદ કામ કરશે.'' (મુઅત્તા ઈમામ માલિક રહ., પાનું-૬૬) આજે તો દરેક કામોમાં સ્વાર્થ કૌમ, બિરાદરી, ગામ, સંસ્થાઓનો લાભ અને ફાયદાનો તો વિચારજ નથી રહયો. (અવજઝુલ મસાલિક ભા. ૨, પાનું-૨૨૦) દરેક કામની રૂહ(જાન) હોય છે, કામોની રૂહ એ જ છે કે દરેક કામ અલ્લાહ માટે હોય. દેખાવ-શોહરત, લાભ ન હોય. જયારે સ્વાર્થ આવી જશે. કામોની રૂહ નીકળી જવાથી ગુબારો(ફુગ્ગો) દેખાવમાં મોટો લાગશે અને મોટો બનાવી પછી જ ફુટે છે. માટે જે વ્યકિત તેમજ સંસ્થાઓમાં દેખાવ આવી ગયો. તેમાં લડાઈ ઝગડાઓ, હસદ, કીનો પેસી જઈ સંસ્થાઓ બરબાદ થવાનીજ. અને આજે વિચાર કરશો તો દરેક ખરાબી, બીમારીની જડ, લાભ, દુન્યા કમાવું, નામના મેળવવીજ છે, નામના મેળવવા પછી જ દુન્યા મલશે. અને માલ જમા થઈ શકશે. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે મને તમારી ઉપર ફકીરીની ચિંતા નથી. પરંતુ મને બીક છે કે તમારી ઉપર દુનિયા ફેલાવી દેવામાં આવશે. પછી તમો એક બીજાથી આગળ વધવાની ચિંતામાં પડી જશો. જેવી રીતે કે આગલી કૌમો એક બીજાથી આગળ વધવાની ફિકરમાં પડી ગઈ હતી. ત્યાર બાદ આગલી કૌમો જેવી રીતે હલાક બરબાદ થઈ તમે પણ હલાક-બરબાદ થઈ જશો. (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ) વિચાર કરો, આજે દુનિયાવાલા જેને પ્રગતિ સમજી જાનવરોની જેમ દુનિયાની પાછળ લાગેલા છે અને એવા મસ્ત પાગલ થઈ ગયા કે યતીમ, બેવહ, કમઝોરના હકો પણ અદા કરતા નથી. અને હક વાત પણ કહેતા નથી. સમજી રહયા છે કે રોઝી બંધ થઈ જશે. પરંતુ સાચી વાત કહેવું એ રોટી બંધ કરનાર નથી. ચુપ રહેવું અને દુનિયાના લાભ માટે સાચી વાત કહેવાથી આડા કાન કરવા એ બરબાદીનું કારણ છે.



રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે દરેક પાછલી કૌમોને માટે કંઈ ને કંઈ ફિત્નાનું કારણ બની કૌમો હલાક બરબાદ થઈ ગઈ. મારી ઉમ્મતનો ફિત્નો માલ છે. (તિરમીઝી શ.) વિચાર કરો, સવારમાં ઉઠતાંજ અને રાત્રે સુતાં પણ વિચાર માલ અને માલ, બીજુ કંઈજ નથી. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવી રહયા છે એ જ મારી ઉમ્મતની બરબાદી હલાકતનું કારણ બનશે. કારણ કે માલ કમાવવામાં અલ્લાહના હુકમોને તોડે છે. નમાઝ, રોઝા, ઝકાત, હજ જેવી ફર્ઝ ઈબાદતો છોડી, પડોશીના હકો છોડયા, જેને માટે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવતા હતા કે હું તો સમજતો હતો કે પડોશીને અલ્લાહ પાક વારિષ બનાવી દેશે. યતીમ, બેવહ, મિસ્કનોના હકોનું શું પુછવું ? કમઝોરોને પુછનાર કોણ ? અમાનતનું નામ કિતાબમાં રહી જવા માંડયુ છે. ખયાનત કરનાર કેટલાક લોકો સમાજમાં છે. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે એક સમય એવો આવશે કે લોકો એમ કહેશે કે ફલાણો માણસ બહુ ભલો, અમાનતદાર, આબરૂ ધરાવનાર છે. પરંતુ તે પહેલા નંબરનો ખ્યાનત કરનાર હશે. (મિશ્કાત શરીફ). માલની મુહબ્બતમાં માલ ખર્ચ કરવાનું તો ભુલી ગયા અને કમાવવા માટે હરામ હલાલનો ફર્ક કાઢી નાખી રાત દિવસ હરામમાં મશ્ગુલ, હરામ ખોરાક ખાવાથી દુઆની કુબુલીયતની મહરૂમી, દિલ કાળુ થઈ જવા પછી અલ્લાહના હુકમો અદા કરવામાં ધ્યાન કયાંથી જઈ શકે. માલની કમાણીમાં પોતાના ભાઈને હરીફ સમજી તેની બદગોઈ નીંદા કરી, લડાઈ ઝઘડાઓ પેદા કરી મોટાઈ નામના માટે કોર્ટ કચેરીના ચકકરો અને ટાઈમ બરબાદ કરી અલ્લાહની યાદને બદલે ઈન્સાનના દરવાજાઓ ઉપર ભટકી ભટકી જાનવરની મૌત મરી રહયા છે.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે માણસને જયારે એક જ ચીંતા,આખિરત આબાદ કરવાની રહે છે. ત્યારે અલ્લાહપાક તેને દરેક ચીંતાઓથી મુકત કરી દે છે. અને માણસની ચીંતા જયારે દુનિયાની જ હોય છે અલ્લાહને એવા માણસની કંઈ ફિક્ર હોતી નથી. કયાં ભટકી ભટકી તે મરણ પામે છે. (મિશ્કાત શરીફ)

માલની મુહબ્બતને લઈ ભટકી ભટકી અલ્લાહથી દુર થઈ રહયા છે. યાદ રાખો, એ માલ કે જેને માણસ સવારથી સાંજ સુધી સમેટવાની ફિક્ર કરે છે, એ માલ એનો નથી. વારિષોને છે. એનો માલ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ફરમાન મુજબ ખાધો તે ખત્મ થઈ ગયો. કપડું પહેર્યુ ફાટી ગયું, સદકો કીધો જમા કરાવી આપ્યો. (મુસ્લિમ શરીફ)

માલની મુહબ્બત રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ફરમાના મુજબ ઉમ્મતની હલાકત બરબાદીનું મુળ કારણ છે. એ માટે જ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે અલ્લાહ જેને ચાહે માલ આપે છે, પરંતુ ઈલ્મ એને જ આપે

છે જે અલ્લાહને પ્યારો હોય(હદીષ). તેથી માલની મુહબ્બત છોડી જરૂરત પુરતું ગુજરાન ચલાવી અલ્લાહની યાદમાં મશગુલ રહી, અલ્લાહ અને બંદાઓનો હકો અદા કરી, દિન અને દુન્યામાં કામયાબી હાસિલ કરવાની કોશીશ કરો.

સુલેમાન (અ.સ.) ઘોડે સવારોની એક જમાઅત સાથે જઈ રહયા હતા. પક્ષીઓ સાયો કરી રહયાં હતા. ઈન્સાન જમણી બાજું, જિન્નાત ડાબી બાજુ હતા. એક ઈઝરાઈલી જે બંદગી કરી રહયો હતો. ત્યાંથી પસાર થયા. આબિદ બોલી ઉઠયો અલ્લાહે તમોને ઘણી જ મોટી બાદશાહત આપી. આ સાંભળી સુલેમાન (અ.સ.) બોલી ઉઠયા, 'એક તસ્બીહ મુસલમાનના દફતરમાં બહેતર છે, તે બાદશાહતથી જે દાઉદ (અ.સ.) ના છોકરાને મળી છે, કારણકે માલ દૌલત હલાક થઈ જશે અને તસ્બીહ બાકી રહેશે. (નુઝહતુન્નાઝિરીન પાનું–૨૨૨) વિચાર કરો, આજે જેને હાસિલ કરવાની ફિક્રમાં રાત દિવસ મશ્ગુલ રહી દીન દુન્યા બગાડી રહયા છે. એક જ તસ્બીહ પઢવાને બેહતર બતાવવામાં આવ્યું. સૌ નબીઓમાં લાંબી ઉમરવાલા નૂહ અ.સ. ને જિબ્રઈલ અમીને પુછયું દુન્યા માટે તમારો શું અભિપ્રાય છે ? જવાબ આપ્યો એક ઘર સમાન જેને બે દરવાજા હોય, એકમાંથી દાખલ થઈ બીજામાંથી નીકળી જાય. (નુઝહતુન્નાઝિરીન) તેથી મુસલમાન આ ફાની જગતમાં લાગી યાતનાઓને ભોગવી રહયો છે. કુર્આન શરીફ લલકારી લલકારી કહી રહયુ છે, ''જમીન અને આસમાનમાં જે છે ઈન્સાનના કરતુતોને લઈને જે છે.'' (સીપારો ૨૧, સુરએ રૂમ) ઈન્સાનના ખરાબ કામો ઈન્સાનના દુશમન છે. જયા સુધી આપણા કામો ઠીક થશે નહી ત્યાં સુધી જે ખરાબીઓ આવી છે તે દુર થવાની નથી. અગર આપણી તકલીફો મુસીબતો દુર કરવા ઈચ્છીએ તો અલ્લાહની નાફરમાનીઓ છોડી દેવી જરૂરી છે. ત્યા સુધી એ મુસીબતો દુર થવાની નથી. આપણી તકલીફોમાં વધારોજ થવાનો છે. જેના હાથમા આગ,પાણી,હવા દરેક સત્તા છે. મુસલમાનનો અકીદો છે કે પાંદડુ પણ અલ્લાહના હુકમ વગર હાલી શકતું નથી. તેના હુકમોને છડે ચોક તોડી કામિયાબી કયાંથી મળ વાની ? કામિયાબી એજ છે કે હમો હમારી ઔલાદ, મહોલ્લો, ગામ અને દરેક મુઅમીન નેક બની અલ્લાહને રાજી કરવાની ફીકમાં લાગી જઈએ. જે હવાથી નુકસાન પંહોચી રહયુ છે, તેનાથી ફાયદો પંહોચશે. કારણ કે મુસલમાનનો અકીદો છે કે દુનિયાની કોઈપણ ચીઝ અલ્લાહના હુકમ વગર નફો નુકસાન નથી પંહોચાડી શકતી. તેથી અલ્લાહના બતાવેલ રસ્તા અનુસાર ચાલી પોતાની તકલીફો અને મુસીબતો દુર કરવાની કોશીષ કરીએ. આજે જે નુસ્ખાઓ તૈયાર કરી ઈલાજ થઈ રહયો છે તેનાથી બીમારી ઘટવાને બદલે વધી રહી છે. હઝરત શૈખુલ હદીષ મૌલાના ઝકરીયા સાહેબ(મદફુયુઝહુમ) ''અલ એઅતિદાલ ફી મરાતિ બિર્રીજાલ''–ઈસ્લામી સિયાસત નામી કિતાબમાં લખે છે કે એ વાત સાચી છે કે મુસલમાન વ્યકિતગત જમાઅતના જુથમાં પરેશાનીઓમાં મુકાયેલ છે. સવાલ એ છે કે મુસલમાનો એ શું કરવું જોઈએ ?



અલ્લાહ અને તેના પ્યારા નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ દીન અને દુનીયાની મોટામાં મોટી અને નાનામાં નાની એવી કોઈ ચીઝ નથી જેને માટે સાફ અને ખુલ્લમ ખુલ્લા હુકમ બયાન નથી ફરમાવ્યા, તેના નફા નુકસાન પણ બતાવી દીધા છે, અને એ ફકત ઝુબાનથી નહી પરંતુ એવી જમાઅતો પેદા થઈ જેણે અલ્લાહ અને તેના પ્યારા નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ના સાચા ફરમાનો પર અમલ કરી અનુભવો સાથે બતાવી આપ્યું કે આબાદી અને બરબાદી કયાંથી આવે છે. સહીહ કામ્યાબી રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના બતાવેલા રસ્તા ઉપર ચાલવામાં જ છે. પરંતુ આજે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સુન્નતોની ઉપર ચાલનારને જુના ખ્યાલનો માણસ તેમજ કમ અકકલ અને બેવકુફ કેહવામાં આવે છે. સુન્નતોને જાણી જોઈને છોડનારને અને સુન્નતોનો મુકાબલો(સામનો) કરનારને બહાદુર ગણવામાં આવે છે. એના પરીણામો તો આખિરતમાં જ આવશે, તે ઝાહિર છે. પરંતુ દુનિયામાં જે મુસીબતો આવી રહી છે તે આપણે આંખોથી જોઈ રહયા છીએ. પછી તે મુસીબતો ઉપર કયા મોં થી રૂદન કરી શકીએ. એક ફારસી શેરનો ગુજરાતી તરજુમો છે કે જે કંઈ મુસીબતો અમારા ઉપર આવી રહી છે તે અમારાથી જ છે. અને આપણા જ કાર્યનો ઈલાજ શું હોઈ શકે ? અલ્લાહ પાકે સાફ સાફ ફરમાવ્યું છે કે જે કંઈ તમોને મુસીબતો પંહોચે છે, તે તમારા કરતુતોને કારણે જ પંહોચે છે. (દરેક ગુનાહ પર શિક્ષા નથી પંહોચતી) ઘણા ગુનાહોને અલ્લાહ પાક માફ ફરમાવે છે. અગર દરેક ગુનાહ પર પકડવામાં આવે તો જમાનામાં કોઈ જગ્યાએ પણ પનાહ મળી શકતે નહી. (સુરએ શુરા, રૂ.૪) જમીન તેમજ દરિયામાં અને દરેક જગ્યા પર ઈન્સાની બદઅમલીને કારણે ફસાદ ફેલાઈ રહયો છે. (સુરએ રૂમ, રૂ.૫) મુસીબતો, દુકાળ ધરતીકંપો વગેરે આવી રહયા છે જેનું બયાન કુર્આન મજીદમાં એક બે જગ્યા પર નહી, બલ્કે સેંકડો જગ્યાએ છે.

પહેલી આયત વિશે હઝરત અલી રદી. ફરમાવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ ફરમાવ્યુ કે 'આ આયતની તફસીર હુ તમને બતાવું છુ.' એ અલી, જે કંઈ પણ તમોને બીમારી અથવા અઝાબ અથવા કોઈ મુસીબત આવે છે, તે તમારા હાથથી જ હોય છે.'' હઝરત અનસ રદી. ફરમાવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહે વસલ્લમ એ ફમાવ્યું કે તે ઝાતની કસમ, જેના કબ્ઝામાં મારી જાન છે કે કોઈ લાકડીની ખરાશ, કોઈ રગ ફરકવું, કદમની લગઝિશ, ઠોકર ખાવી, પથ્થરનું લાગી જવું, વગેરે કાંઈ થાય છે તે ગુનાહોના કારણે થાય છે. હઝરત અબુ મુસા રદિ. ફરમાવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહે વસલ્લમ એ ફરમાવ્યું કે કોઈ બંદાને કોઈ ઝખમ અથવા એનાથી ઓછી તકલીફ પહોંચે તે પોતાના કૃત્યોને લઈને પહોંચે છે. હઝરત ઈમરાન બિન હુસૈન રદિ.ના બદનમાં કંઈ તકલીફ હતી, લોકો ખબર લેવા માટે આવ્યા અને અફસોસ કરવા લાગ્યા. ફરમાવ્યું કે અફસોસ કરવાનું કોઈ કારણ નથી. મારા

કોઈ ગુનાહને સબબે જ મારા ઉપર આ મુસીબત આવી છે. હઝરત ઝહહાક ફરમાવે છે કે જે માણસ કુર્આન શરીફ પઢવા પછી ભુલી જાય છે, તે ગુનાહને કારણે જ છે. પછી આ આયત તિલાવત ફરમાવી અને ફરમાવ્યું કે કુર્આન શરીફ ભુલી જવા કરતાં બીજી વધારે મુસીબત કઈ હોય શકે ? હઝરત અબુબક્ર સિદ્દીકની બેટી હઝરત અસ્માના માથામાં દુઃખાવો થવા લાગ્યો. માથા ઉપર હાથ મૂકી ફરમાવ્યું : કે મારા ગુનાહને લઈ મારું માથું દુઃખે છે. (દુર્રે મનસુર, ઈબ્ને કસીર)

એ હકીકત છે કે આજે દુનિયાના કોઈ પણ ખુણામાં વસનાર માણસ સુખ શાંતિમાં નથી. અનેક પ્રકારની મુસીબતોમાં સપડાયેલા છે. કોઈ કહે છે કે વરસાદ નથી, ને તુલ સુકાઈ ગયું, બબ્બે વાર નું બી નિષ્ફળ ગયું. તો કોઈ જગ્યાએ એટલો બધો વરસાદ પડયો કે ખેતી ધોવાઈ ગઈ. જમીનનો પાક તણાઈ ગયો. અને મકાનો બિસ્માર થઈ ગયા. કારખાનાઓ બરબાદ થઈ ગયા. હજારો જાનવરો હલાક થઈ ગયા. રસ્તાઓ ધોવાઈ ગયા. વરસાદ અઝાબ થઈને આવ્યો. આવી ખબરો રાતદિવસ આપણે પેપરોમાં વાંચીએ છીએ. તેમજ દરેક મહેફિલોમાં એની ચર્ચા થતી માલૂમ પડે છે.

હજારો મણ અનાજ સડી પડયું. તાર, ટેલીફોનનો વહેવાર ખોરવાઈ ગયો. રેલગાડી બંધ થઈ ગઈ. લોકો ભુખથી મરણ પામ્યા. પાણીનો અઝાબ આવ્યો. અને લોકો પીવાના પાણી વગર તરસી રહયા હતા. વાંચકો સને ઓગણીસો અડસઠ તેમજ ઓગણીસો સીત્તેરમાં આવી ખબરો પેપરોમાં વાંચી ગયા છો. અને વાંચી રહયા છો.

વરસાદના દિવસોમાં જયાં ઉપર મુજબ રાત દિવસ વાંચવામાં આવે છે. ત્યાં ગરમીની મોસમમાં રાત દિવસ પેપરોમાં આવે છે કે ગરમી ઘણી જ વધી ગઈ છે. અગાઉ કોઈ પણ વાર આવી ગરમી પડી નથી. રસ્તાઓ, મોટા શહેરો સુનસાન થઈ ગયા. બજારોમાં લોકો જોવામાં આવતા નથી. પક્ષીઓ ગરમીને લઈને માળામાં લુ લાગવાથી મરણ પામ્યા. ઠંડીના દિવસોમાં જોવામાં અને વાંચવામાં આવે છે કે આવી ઠંડી પહેલા પડી જ નથી. લોકો બરફની જેમ થીજાઈ ગયા વગેરે.

શું ? અલ્લાહનો નિઝામ બેકાર થઈ ગયો ? ચાંદ, સુરજ, સિતારા અને ઝમીન, આસ્માનના કારખાનાના પુરઝાઓ નકામાં થઈ ગયા ? મશીનના પુરઝાઓ જયારે ઘસાઈ જાય છે. ત્યારે વધુ પડતું ગેસ, વધુ પડતી ગરમી છોડે છે. તો શું અલ્લાહ તઆલાએ બનાવેલ મશીનરી ઘસાઈ ગઈ છે ?

નહિં નહિં, એ દરેક મુસલમાનનો અકીદો અને ઈમાન છે, કે પુરઝાઓ બેકાર થયા નથી. તો આ બધું કેમ થાય છે ? કારણો છે ? એની શોધ કરી આપણામાંથી એ ખામીઓ દૂર કરી, એવા કામો કરવા મંડી પડીએ કે જે અલ્લાહની રહમત લાવવા વાળા હોય. અલ્લાહના ખઝાનામાં કંઈ કમી નથી. આદમ અ.સ. થી લઈ કયામત સુધીના લોકો એકઠા થઈ દરેક માણસ મરઝી મુજબ માગે અને અલ્લાહપાક સૌને



તેની મરઝી મુજબ આપે છે. અલ્લાહના ખઝાનહમાં જરા પણ કમી થવાની નથી. (મિશ્કાત શરીફ) જયારે અલ્લાહના ખઝાનાઓ આ પ્રમાણે ભરપુર છે તો આવી બધી મુસીબતો તકલીફો તોફાનો શા માટે આવે છે.

એને જાણી, એના જે કારણો હોય તે દુર કરી, અલ્લાહ અને રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના બતાવેલા રસ્તા અનુસાર ચાલી, અલ્લાહની રઝામંદી હાસિલ કરી, દીન અને દુનિયામાં કામયાબી મેળવવી એ આશા સહિત આપ સમક્ષ આ પુસ્તક રજુ કરૂં છું. અલ્લાહપાક એને કુબુલ ફરમાવી સૌને એના રસ્તા ઉપર ચાલવાની તૌફીક આપે. આમીન..

અહમદ ઈબ્રાહીમ બેમાત
ગુફિરલહુ
ખાદિમે દારૂલ ઉલુમ ફલાહે દારૈન
તા. ૨૧ રબીઉલ અવ્વલ.
સ.હિ. ૧૩૭૦



## કિતાબો વાંચી ઘણા જ કાગળો મલ્યા છે આપ સમક્ષ એક રજુ કરૂં છું.

અંકલેશ્વર તા. ૧/૮/૧૯૭૧

મુકરમી જનાબ મૌલાના અહમદ ઈબ્રાહીમ બેમાત સાહેબ,

દારૂલ ઉલુમ ફલાહે દારૈન તડકેશ્વર.

અસ્સલામુ અલયકુમ વ. વ.

અહકામુંલ મસાજિદ નામની કિતાબની બે પ્રત મારી પાસે છે. જેમાંની એક અંકલેશ્વરમાં વાંચવા આપી છે. અને એક મારી પાસે રહેવા દીધી છે. એ મારા મહોલ્લા પુરતીજ મર્યાદિત છે. ઘણા જ લોકોએ વાંચી અને વંચાઈ રહી છે.

"વ્યાજુ વ્યવહાર" નામની કિતાબની એક પ્રત મારી પાસે છે. જેને ઘણા જ લોકો એ વાંચી છે. હજુ અંકલેશ્વરમાં વંચાઈ રહી છે. જે જે લોકોએ વાંચી છે. તેમની ઉપર પડેલા પ્રત્યાઘાતો અહીં લખવાને વિશાળ જગ્યા જોઈએ માટે ફકત બે જ માણસોના પ્રત્યાઘાત લખું છું. એક ભાઈ જો કે વ્યાજે પૈસા આપતા ન હતા પણ એમના ઓળખીતા દોસ્ત પાસે વચ્ચે રહી વ્યાજે પૈસા અપાવતા હતા. જો કે કંઈ પણ કમીશન લેતા ન હતા. તેમણે આ કિતાબની ફકત અનુક્રમણીકા વાંચીનેજ કહી દીધુ કે અરરર, વ્યાજ આટલી બધી ખરાબ વસ્તુ છે. આજથી હું નિર્ધાર કરૂં છુ કે વચ્ચે રહીને કોઈનેય પૈસા અપાવીશ નહી. એમને જોઈએ તો લે અને તેમને જોઈએ તો આપે. હવે પછી કદી પણ આ કામમાં પડીશ નહીં. (અને ખરેખર એ ભાઈએ એ કામ બંધ કરી દીધુ છે.) એમણે પછી પુરી કિતાબ વાંચી છે. બીજા ભાઈના પ્રત્યાઘાત (ટુંકમા લખું છું) જે પણ કોઈ મુસલમાન આ કિતાબ એક વાર પુર વાંચી લેશે તો ઝિંદગી ભર વ્યાજનું કામ કરશે નહી.

આપની બંને કિતાબો જેણે પણ વાંચી છે. તેઓ અવાક અને દિગમુઢ બની ગયા છે. અને કેમ ન બની જાય આપે જે બારીક અને અતિ જરૂરી બાબતો પેશ કરી છે. તે બિલ્કુલ જાણતા જ ન હોય અને જાણવી અતિ જરૂરી છે. તે જ વાંચવા મળે છે. એટલે જે વાંચવા લે છે, પુરી કર્યા વગર મુકતો નથી. અને પુરી કરી ને જ જંપે છે. વાંચીને જે તારીફ કરે છે, તે અહીં લખતો નથી. ખુદાપાક ખુદ જાણે છે. આપની કિતાબોમાં વાંચવા મળ્યું તેમનો નેવુ ટકા હિસ્સો જાણતો ન હતો. અમલ કરવાની તોફીક આપે. આમીન...

લિ. અબ્દુલ્લાહ અહમદ પટેલ

મુ. અંકલેશ્વર, ઠે. આંબલીયા ફળીયું, ડી. ભરૂચ.

તા. ૧/૮/૧૯૭૧



નેક, સમજુ અને કોમનું દુઃખ દર્દ પહેચાનનારાઓની કોમમાં કમી નથી. પરંતુ વેર વીખેર પડેલા છે. આવા સમજુ ભાઈઓ ના કારણે કોમ ઉપયોગી બાળ કેળવણીના કેન્દ્રો તેમજ મકાતિબ મદારિસ માટે ઉપયોગી ઈસ્લાહી સુચનો રજુ કરવા વિચાર રાખું છું. વ્યકિતગત અથવા સંસ્થા મારફત કોમને ઉન્નતીના શીખરે પહોંચાડવા મહેનત કરી ફુઝુલ ખર્ચાઓથી બચાવી નેક કામો કરવાની તવફીક અલ્લાહપાક અર્પણ ફરમાવે. આમીન.

## શયખુલ હદીષ મૌલાના ઝકરીયા સાહબનો મુબારક પત્ર

મોહતરમ વ મુકર્રમ મદ ફુયુઝકુમ

સલામ બાદ જણાવવાનું કે તમારા બે ગુજરાતી પુસ્તકોની લોકોમાં મકબુલિયતથી અમને અનેરો આનંદ થયો. અલ્લાહુમ્મા ઝિદ ફઝિદ. અલ્લાહ જલ્લશાનહુ પોતાના ફઝલો કરમથી વધારે કુબુલિયત બખ્શે. અને અલ્લાહ તઆલા આપને માટે દીન અને દુન્યાની તરકકીનો સામાન બનાવે અને આપના ત્રીજા પુસ્તક 'મુસીબતના કારણો' ના લખવાથી પણ ઘણી જ ખુશી થઈ. અલ્લાહ તઆલા એને પણ અંત સુધી પંહોચાડે. એ વિષય માટે હઝરત મૌલાના થાનવી કુદદેસ સિરરહુનું પુસ્તક 'જઝાઉલ અઅમાલ' અભ્યાસ હેઠળ રાખશો. હું દિલથી દુઆ કરૂં છું કે અલ્લાહ તઆલા આપના પુસ્તક 'મુસીબતોના કારણો' ને પણ કુબુલ ફરમાવે. અને લોકોને વધારેમાં વધારે ફાયદો પહોંચાડે અને અમલ કરવાની તવફીક અતા કરે. તમારા કુટુંબ માટે પણ દિલથી દુઆ કરૂં છું કે અલ્લાહ તઆલા ઈલ્મ અને અમલની દવલતથી માલામાલ કરે. અલ્લાહ તઆલા આપને, મને તથા મારા સર્વે દોસ્તોને ફિત્ના અને ફસાદથી બચાવે. ફકત વસ્સલામ.

હઝરત શયખુલ હદીષ સાહેબ

બ—કલમે અહમદ લુલાત ગુજરાતી

૨૧ શવ્વાલ હિ. ૧૩૯૦ સોમવાર



## શું દુનિયામાં વરસાદ ઓછો વધતો થાય છે ?

રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનાં ફરમાનની રોશનીમાં જાઈએ. ઈબ્ને અબ્બાસ રદી. ફરમાવે છે. '' કોઈ વર્ષ બીજા આગલાં વર્ષો કરતાં વરસાદ વધારે ઓછો થતો નથી. પરંતુ અલ્લાહ તઆલા જેમ ચાહે તેમ ઝમીનમાં પોતાનો હુકમ ઉતારી વ્યવસ્થા કરે છે.'' બીજી રિવાયત છે કે 'રાત દિવસનો કોઈ ટાઈમ એવો નથી હોતો કે આસ્માનથી વરસાદ ન થતો હોય' અલ્લાહ તઆલા પોતાના હુકમથી વ્યવસ્થા કરે છે. ઈબ્ને ઈસ્હાક ઈબ્ને જુરૈજ મુકાતિબ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ રદી. થી રિવાયત કરે છે, કે કોઈ વર્ષ બીજા વર્ષો કરતાં ઓછો વધતો વરસાદ થતો નથી. પરંતુ અલ્લાહ તઆલા રોઝીની વહેંચણી પહેલા આસ્માનથી વરસાદને કારણે કરે છે.''

પરંતુ જયારે કોઈ કૌમ અલ્લાહની નાફરમાની કરે છે, તો અલ્લાહ તઆલા એ રોઝી બીજાની તરફ મોકલી આપે છે. અને જયારે બધી જ કોમ (મખ્લુક) નાફરમાન થઈ જાય તો અલ્લાહ તઆલા વરસાદ દરિયાઓ તેમજ જંગલોમાં જે ખેતી લાયક નથી હોતા ત્યાં વરસાવી દે છે. અને ખેતી લાયક જમીન પાણી વગર સુકી રહી દુકાળ ની પરિસ્થિતી સર્જાય છે. (મઆલિમુત્તન્ઝીલ, તફસીર સુરએ ફુર્કાન, પારા નં. ૧૯, રૂકુઅ નંબર ૩.)

ઈમામ બુખારી (ર.અ.) પોતાની મશહુર કિતાબ બુખારી શરીફ માં બયાન કરે છે કે જયારે અલ્લાહે હરામ કરેલી વસ્તુના હુકમને તોડવામાં આવે છે તો અલ્લાહ એનો બદલો લે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે જે પણ મુસીબત તમોને પોંહચે છે તે તમારા કર્તુતને લઈનેજ પોંહચે છે. (સુરએ શુરા, પારા નં. ૨૫, રૂકુ ૫) સુરએ રૂમમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે 'ઝાહિર થઈ ગઈ ખરાબી જમીનમાં દરિયાઓમાં લોકોને કર્તુતોને લઈ. અલ્લાહપાક એ લોકોને એમના અમુક કામોની મઝા ચખાડે છે. ઉમ્મીદ છે એ લોકો અટકી(સુધરી) જાય (પારા નં. ૨૧ રૂકુઅ નં.૮) ઈમામ અહમદ વહબથી નકલ કરે છે કે અલ્લાહ તઆલાએ બનુ ઈસરાઈલને કહયું જયારે મારી ફરમાંબરદારી કરવામાં આવે છે તો હું રાઝી થાઉં છું, ને બરકત ઉતારૂં છું અને મારી બરકતની હદ નથી હોતી અને જયારે મારી ફરમાંબરદારી કરવામાં નથી આવતી ત્યારે હું ગુસ્સે થાઉં છું તો લઅનત કરૂં છું. અને મારી લઅનતની અસર સાત પેઢી સુધી પંહોચે છે. હઝરત આયશા રદી. થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે સારી વાતોનો હુકમ કરો. બુરી વાતોથી રોકો એ પહેલા કે તમો દુઆ માંગો અને હું કબુલ ન કરૂં અને મારાથી મદદ માંગો અને મદદ ન કરૂં, હાજતો અને ઝરૂરતો માંગો અને હું ન આપું.' એ સિવાય કુર્આન અને રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની આ હદીષથી સાબિત થાય છે કે દુનિયામાં મુસીબતો અને આફતો, અલ્લાહની નાફરમાની કરવાથી આવે છે. અને કૌમોને એમના નબીઓના કહેવા પ્રમાણે



અમલ નહિં કરવાથી હલાક કરી દેવામાં આવી. હઝરત નુહ અ.સ.ની કૌમને ગુનાહોને કારણે ડુબાડી દેવામાં આવી. કૌમે આ'દના ઉપર હવાનો અઝાબ આવ્યો. કૌમે–ષમુદને ફરિશ્તાઓની ચીખથી હલાક કરવામાં આવી. ફરિશ્તાઓની ચીખથી કૌમના કલેજાં હાલી ગયાં. કૌમે લૂતની વસ્તીને ઉંધી વાળી દેવામાં આવી. અને પથ્થરોના વરસાદ વરસાવી હલાક કરી દેવામાં આવી. ફિરઔનનું હલાક થવું ગુનાહના કારણોથી જ છે. કારૂનનું ઝમીનમાં ધસી જવું ગુનાહના કારણથી જ છે. બનુ ઈસરાઈલ પર દુશ્મનોનું ગાલિબ થવું, હંમેશા ઝિલ્લતમાં રહેવું, અમુકનું સુવ્વર તેમજ વાંદરાઓની સુરતમાં બદલાઈ જવું ગુનાહના કારણથી જ હતું. આ બયાન કુર્આન અને હદીષમાં મવજુદ છે.

જયારે આ પ્રમાણે મુસીબતો આવે છે. ત્યારે કોઈ કહે છે કે, અમારા હાકિમો, અમલદારો આવડત વગરના છે. એમને તો રાજ ચલાવતાં આવડતું જ નથી. બીજા કોઈ કહે છે કે નહેરોના બંધ તેમજ રસ્તાઓ બરાબર નથી. કોઈ જગ્યાએ મુસલમાનો રોડણા રડે છે કે મુસ્લિમ કૌમને કત્લ કરવામાં દુકાનો બાળવામાં અને લુંટવામાં આવે છે. તો કોઈ જગ્યાએ મોંઘવારી વીષે ચર્ચા ચાલતી હોય છે કે, જીવન ગુઝારવું મુશ્કિલ થઈ પડયું છે. આ મુસીબતોને દુર કરવા ઘણા પ્રયત્નો કરે છે. જેનાથી એ દુર થવાને બદલે દિવસે દિવસે વધતી જ જાય છે.

## મુસીબતોના મુળ કારણો

દુન્યામાં લોકો પોતાની જ નઝરથી જાઈને એનો ઈલાજ શોધી રહયા છે. જે ઈલાજ ઝાહિરી કારણો મુસીબતો દુર કરવામાં અસર કારક હોય શકે છે. પરંતુ એની અંદર જ ઘેરાઈ રહેવું એ ખોટું છે. જેવી રીતે આ ઝાહિરી કારણો છે. એ જ પ્રમાણે બાતિની કારણો પણ છે. જે કુર્આન અને હદીષની રોશનીમાં મળી આવે છે. તો આ પ્રમાણે બે પ્રકારના કારણો થયા. (પ્રકાર પહેલો) ઝાહિરી કારણો જે આપણે માનીએ છીએ. એ જ પ્રમાણે કુર્આન અને હદીષોના અજવાળામાં જે બાતિની કારણો છે. તેને એક મુસલમાને માનવા પડશે. મુસીબતોને દૂર કરવાના માર્ગો કુર્આન અને હદીષોમાં શોધી તેના ઉપર અમલ કરવો પડશે. અને તેની મદદથી પોતાના ઉપર આવેલી આફતોને દૂર કરવાના માર્ગો કુર્આન અને હદીષોમાં શોધી તેના ઉપર અમલ કરવો પડશે. અને તેની મદદથી પોતાના ઉપર આવેલી આફતોને દૂર કરીએ. મુસીબતો આવવાના ઝાહિરી કારણો દૂર કરવા છતાં બાતિની કારણોથી ગાફિલ ન રહેવું જોઈએ. જેવી રીતે કે કારૂનનું ઝમીનમાં દટાઈ જવું કોઈ ઝાહિરી કારણ નથી. પરંતુ એ બાતિની કારણ છે. એટલે કે મુસા અ.સ. ને તકલીફ આપવી. એ જ પ્રમાણે નુહ અ.સ.ને ઝુટલાવવું છે. તો એ જ પ્રમાણે કોઈ સખ્ત બીમારી ઈન્સાનનાં બદનમાં મેઅદો ખરાબ હોવાના કારણથી હોય. આ કારણ ઝાહિરી છે. પરંતુ આ બીમારીનું બીજું કારણ ગુનાહો બને

છે. જેમ કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે જે કાંઈ તમને મુસીબતો પંહોંચે છે. એ તમારા કર્તુતને લઈને જ પંહોચે છે. મુસ્નદમાં છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ ફરમાવ્યું છે કે માણસ રોઝીથી ગુનાહને લીધે મહરૂમ થાય છે. (જઝાઉલ અઅમાલ)

## ઝુલ્મથી અઝાબો આવે છે.

ઝુલ્મ, ''મોકા વગર કોઈ ચીજ કરવી'' એટલે કોઈ પણ ચીઝને તેની મુળ જગ્યાએ વધારો અથવા ઘટાડો કરી તેના ટાઈમમાં ફેરફાર કરી બીજી જગ્યાએ મુકવું દા.ત. કંટ્રોલની દુકાને અનાજ વગેરે હકદારને રેશનકાર્ડ પર મળે છે. પરંતુ અમુક ગરીબોનો એ હક મારવો, ગરીબોને ન આપવું ઝુલ્મ છે. અંગત લાભ માટે માલ આવી જવા પછી ટાઈમસર ન આપવું. બે પાંચ દિવસ પછી આપવું એ પણ ઝુલ્મ છે. તેના તરફ ધ્યાન પણ નથી જતું. એવી વ્યાસ્થામાં જેટલા માણસો સહકાર આપશે તે બધાજ ઝાલિમ છે. એવીજ રીતે માલ આવી ગયા પછી આ જ કાલના વાયદા પર પાછા કાઢવું એ પણ ઝુલ્મ છે. અને મજુરની મજુરી આપવામાં આજ કાલ કર્યા કરવું, ટાઈમસર ના આપવું, એ પણ ઝુલ્મ છે. સંસ્થામાં હદકાર તાલિબે ઈલ્મોને હક ન આપવો, હકદાર તાલિબે ઈલ્મોને વઝીફો ન આપવો ઝુલ્મ છે.

આવી જ રીતે દીની અને દુન્યવી સંસ્થાઓ જમાઅતોમાં લાયક અને હકદાર હોવા છતાં તેમને ચુંટવાને બદલે આંગળી ઉંચી કરનાર, જી—જનાબવાલા સભ્યોને જ સ્થાન આપવું કે વધુ—મતી બાકી રહે અને મરજી મુજબ કરતા રહો, એ કૌમના ઉપર ઝુલ્મ છે. (ટાઈમ આવશે ત્યારે એનો ઈતિહાસ લખાનાર લખશે કે જી—હુઝુરીયા આંગળી ઉંચી કરનાર માણસોએ કેવી રીતે કૌમને બરબાદ કરી છે.)

## કાફિર મઝલુમની દુઆ પણ કબુલ થાય છે.

અનસ રદી. થી રિવાયત છે કે 'મઝલુમની બદ—દુઆથી બચો, તે કાફિર પણ કેમ ન હોય. કાફિરની દુઆને પણ અલ્લાહ સુધી પંહોચવા માટે કોઈ પર્દો કે આડ નથી. સીધી દરબારમાં પંહોચી જાય છે.' (ઈમામ અહમદ) અબૂ હુરયરહ (રદી.) એ એક માણસથી સાંભળ્યું, એક માણસ કહી રહયો હતો કે 'ઝાલિમ પોતાની જાતને નુકસાન પંહોચાડે છે. 'અબૂ હુરયરહ (રદી.) એ કહયું 'નહિં કસમ અલ્લાહની હુબારા(સુર્ખાબ) પક્ષી તેના માળામાં ઝાલિમના ઝુલ્મથી સુકાઈને દાણા પાણી વગર મરણ પામે છે.'' (બયહકી) અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) થી રિવાયત છે કે 'મઝલુમની બદ—દુઆથી બચો, ભલેને પછી તે કાફિર કેમ ન હોય ? એ બદદુઆ



ચિંગારીના જેવી આસ્માન પર ચઢી જાય છે.' (હાકિમ) ખુઝયમહ (રદી.) થી રિવાયત છે કે 'મઝલુમની દુઆથી બચો, કારણ કે મઝલુમની દુઆને વાદળોથી ઉપર ઉઠાવી લેવામાં આવે છે. પછી અલ્લાહ તઆલા ફરમાવે છે કે, 'મારી ઈઝઝત અને જલાલની કસમ, હું જરૂરથી તારી મદદ કરીશ. પરંતુ મસલિહતથી થોડો સમય લેટ પણ જાય (મિશ્કાત શરીફ) મુલ્લા અલી કારી (ર.અ.)પાના ૭૬૪ પર બયહકીની રિવાયતનો અર્થ બયાન કરે છે કે '' અલ્લાહ તઆલા ઈન્સાનનાં ઘણાં ગુનાહ મઆફ કરે છે. અને ઘણા ગુનાહો માટે મહોલત આપે છે. પરંતુ મઝલુમનો હકક જતો કરતા નથી.' એજ ઈશારો કુર્આન શરીફની આયતમાં છે. 'અગર અલ્લાહ તઆલા લોકોને એમના ગુનાહો ઉપર પકડે તો ઝમીન પર કોઈ જાનવર પણ બાકી ન રહે.' (રૂકુઅ નં. ૧૫, સુરએ નહલ) નિહાયહમાં છે કે અલ્લાહ તઆલા વરસાદ ઝાલિમના ગુનાહોની નહુસતથી હુબારા(સુર્ખાબ) પક્ષીઓથી પણ રોકે છે. એ જ પક્ષીઓનું નામ શા માટે બયાન કર્યું ? એ પક્ષી પોતાના ખોરાક માટે દૂર દૂર જાય છે. ઘણી વખતે એને બસ્રામાં ઝુબેહ કર્યું છે. અને એના પેટમાંથી જે લીલા દાણાઓ નીકળ્યા છે. એવા દાણાં બસ્રાથી ઘણી દૂરની જગ્યાએ હોય છે. (મિશ્કાત) એનાથી ઝાહિર થયું કે ઝાલિમ ના ઝુલ્મનોઅસર પુરી દુનિયાને હલાક અને બરબાદ કરે છે. ઈન્સાન તેમજ જાનવરો તેમજ પક્ષીઓ તેમજ માછલીઓ તેમજ ઝાડો,વેલા, છોડો. દરેક ને એની અસર પહોંચે છે. કારણ કે વરસાદ બંધ થવાથી દરેક વસ્તુને નુકસાન થાય છે. બીજી આયતમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે એવા ફિત્નાથી બચો કે જે ફિત્નો ઝાલિમો સુધી મર્યાદિત રહેનાર નથી. (પારો ૯ રૂકુઅ નં. ૧૬)

મૌલાના શબ્બીર અહમદ સાહબ (રહ.) આ આયતની તફસીરમાં લખે છે કે કૌમના વધુ માણસો ઝુલ્મ અને નાફરમાનીનો તરીકો અપનાવી લે તો તે લોકો જે એનાથી દુર રહયા હોય છતાં નાફરમાનો સાથે નરમીનો વર્તાવ કર્યો એટલે કે, ગુનાહ કરનારાઓને રોકયા નહી અને તેમનાથી નારાઝી અછુત—પણાનો ઈઝહાર ન કર્યો તો આ એક ફિત્નો છે. જેની લપેટમાં ઝુલ્મ કરવાવાળા અને નરમીનો વર્તાવ કરવાવાળા (ગુનાહોને જોઈ ચુપ રહેનારા) એ બધા આવી જશે અને અઝાબ જયારે પણ આવશે તો દરેક આદમીને પોતાના દરજ્જા પ્રમાણે અઝાબમાં હિસ્સો મળશે અને એનાથી કોઈ બચવાવાળો નથી. શાહ સાહબ આયતની તફસીરમાં ફરમાવે છે કે મુસલમાનોએ આવા ગુનાહ કરવાથી ખાસ બચવું જોઈએ કે કામની અસર તે કામ કરવાવાળાને કારણે બીજાઓ સુધી પહોંચે છે. મિશ્કાત શરીફમાં છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યુ છે કે બેશક આલિમ કે તેના માટે ઝમીન અને આસમાનમાં જેટલી ચીઝો છે મગફિરત કરે છે અને માછલીઓ પાણીમાં આલિમ માટે મગફિરતની દુઆ કરે છે. મુલ્લા અલી કારી(ર.અ.) શરહે મિશ્કાત શરીફમાં લખે છે કે ઝમીન અને આસ્માનનું સારી હાલતમાં બાકી રહેવું ઉલમાની વઅઝ નસીહત અને હલાલ હરામના

મસાઈલો બતાવવાથી લોકોને સહીહ રસ્તાની જાણ થશે. અને અમલ સહીહ થવાથી દુનિયામાં અલ્લાહની રહમત આવશે. જેનાથી માછલીઓને અને દરેક જીવીતને ફાયદો થશે. એ માટે કેહવામાં આવ્યું છે કે કોઈપણ દુનિયાની જીવતી અથવા મરેલી ચીજ એવી નથી કે ભલાઈ ઈલ્મની સાથે બંધાયેલી ન હોય, માછલીઓનો શબ્દ એટલા માટે મુકયો કે જેવી રીતે ઝમીનામાં આબાદી છે. એ જ પ્રમાણે પાણીમાં પણ છે. ઝમીનમાં ચારસો(૪૦૦) જાત છે. તો પાણીમાં છસો(૬૦૦) જાત છે. (મિશ્કાત પાનું ૨૮૦, ભાગ–૧) મુલ્લા અલી કારીના લખાણથી જાહેર થયું કે, આલિમના ઈલ્મથી લોકોને ફાયદો થશે. લોકો સારા રસ્તા ઉપર ચાલશે. ગુનાહોથી દૂર રહેશે તો અલ્લાહની રહમત આવશે. અલ્લામહ તિબ્બી લખે છે કે, માછલીઓનું દુઆ કરવાનું કારણ વરસાદ આવવું, ઉલમાની બરકતથી જ છે. અહિં સુધી કે, માછલીઓ પણ એમના કારણથી જીવે છે. બીજી હદીષમાં છે કે 'એમના લીધે વરસાદ આવે છે અને એમના કારણે તમોને રોજી મળે છે. ઝાલિમનના ઝુલ્મની અસર દુનિયામાં જ ઝાહિર થાય છે. તો કોઈપણ વસ્તુ એનાથી મુકત રહેતી નથી. આજે મુસ્લિમ કૌમને જુઓ. મુસ્લિમ કૌમના આગેવાનો અને આગેવાનોની સાથે બેસનારાની શી હાલત છે. કોઈ હક વાત સાંભળ વા રાજી નથી. અગર સાંભળી લીધી તો અમલ કરવા તૈયાર નથી. અગર વાત સમજમાં આવી તો હાકિમ કાર્ય–કર્તાને કહેવા તૈયાર નથી. માને છે કે, કાર્ય–કર્તાઓ અમારી સાથે રહે તો જ હમારૂં કામ થશે. એ માટે જ મુસ્લિમ કૌમના દરેક ગામમાં જમાઅતી કામોની જેટલી કફોડી પરિસ્થિતી છે. બીજી કોઈ કૌમની નથી. માણસ સવારથી સાંજ સુધી ઝુલ્મ કરે છે. પરંતુ તેના તરફ ધ્યાન નથી જતું. માલ હોવા છતાં કર્ઝ ભરપાઈ ન કરવું. આજે નહિં કાલે આપીશ એ ઝુલ્મ છે. રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે, માલવાળાનું ટાલ મટોલ ઝુલ્મ છે. પડોસીને તકલીફ આપવી ખાસ કરી મકાનના પાડોસી હોય અથવા ઝમીનના પાડોસી હોય તેમનો હક મારવો ઝુલ્મ છે. જેમાં ઘણાં જ ખેડુત ફસાયલા છે.

## જે ઝમીન ઝુલ્મથી લીધી, કયામતના દિવસે ઝમીનનાં સાતે સાત પડ ઝાલિમના ગળામાં પહેરાવવામાં આવશે.

ઝુલ્મથી ઝમીન કબજે કરનારને ઝમીનના સાતે સાત પડ કયામતમાં પહેરાવવામાં આવશે. પડોસીની ઝમીન તેની સરહદ નિશાની પાહું બાણને નુકસાન કર્યા જ કરે છે. રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે જે માણસ ઝમીનની હદો નિશાનીઓને બદલે છે. તેના ઉપર અલ્લાહની લાઅનત છે. જે માણસે કોઈની



ઝમીન નાહક કબજે કીધી. કયામતના દિવસે ઝમીનના સાતે સાત પડ એના ગળામાં પહેરાવવામાં આવશે. આયશા રદિ. થી અબુ સલમહ રિવાયત કરે છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે એકવેંત જમીન કબજે કરી તો ઝમીનના સાત પડ જે આ જમીનની નીચે છે. તેને પહેરાવવામાં આવશે. (બુખારી શરીફ)

સાલિમ પોતાના વાલિદથી રિવાયત કરે છે કે, રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે જેણે એકવેંત જમીન કબજે કીધી તો સાતે સાત ઝમીનમાં તેને ધસાવી દેવામાં આવશે. અબુ હુરયરહ (રદી.) રિવાયત કરે છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે જે પણ હક એક બીજાના ઉપર હોય તે આજે માફ કરાવી લ્યો. એવો દિવસ આવશે કે દિરહમ દિનાર, રૂપીયા, પાઉંડ શીલીંગ કામ આવશે નહિં અને ઝાલિમની નેકીઓ મઝલુમને આપવામાં આવશે અને જયારે નેકીઓ પુરી થઈ જશે તો મઝલુમના ગુનાહો ઝાલિમના ઉપર નાખવામાં આવશે.

(બુખારી શરીફ)

અબુ મુસા અશ્અરી (રદી.) રિવાયત કરે છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યુ કે અલ્લાહપાક ઝાલિમને મહોલત (ટાઈમ) આપે છે. જયારે તેને પકડશે તો છુટવાનો નથી. (અલ્લાહની પકડથી કોણ છુટી શકે). (બુખારી શરીફ)

## કયામતમાં સૌથી ખરાબ માણસ

આજે અમુક ઝુલ્મો તો બીજાઓ માટે બીજા લોકોના હાથા બનીને જ કરે છે. (એવા લોકોને માટે શું છે ?) અબુ ઉમામહ (રદી.) રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી રિવાયત કરે છે કે લોકોમાં સર્વથી ખરાબ માણસ કયામતના દિવસે એ માણસ હશે કે જેણે પોતાની આખિરાત બીજાની દુનિયા બનાવવા માટે બરબાદ કરી (ઈબ્ને માજહ શરીફ) બીજાનો હાથો જ હંમેશા બનતો રહયો.

શું આજે કૌમમાં માણસનો આ હાલ નથી ? બે ચાર સીગારેટ, બે ચાર પ્યાલા ચાહ મળી ગઈ ૫–૫૦ રૂા. મળી ગયા એટલે સારા આબરૂદાર માણસોના માટે જે કંઈ બોલાવવું હોય તો બોલાવી શકો છો. એવા ઈમાન વેચવાવાળાઓ મવજુદ છે. મુઆવીયહ (રદી.)થી રિવાયત છે કે આયશા (રદી.) ના ઉપર તેમણે લખ્યું કે 'મને નસીહત કરો' આયશા (રદી.) એ જવાબ આપ્યો કે 'મેં રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી સાંભળ્યું છે કે અલ્લાહની ખુશ કર્યા, લોકોને નારાઝ કરીને, તો અલ્લાહ તઆલા લોકોની બુરાઈથી તેને બચાવવાનો ઝામિન છે. અને લોકોને રાઝી કરી અલ્લાહને નારાઝ કર્યા તો અલ્લાહ પાક તે માણસને લોકોની તરફ સોંપી દેશે. (જા તારૂં કામ લોકોથી પુરૂં કરાવ). (તિરમિઝી શરીફ)

આજે લોકો રાત દિવસ રડતા જ રહે છે. મારૂં કામ થતું જ નથી. કેટલાક ચક્કર કોર્ટ કચેરીના લગાવી આવ્યા. યાદ રાખો જયારે ભરોસો અલ્લાહ પરથી ઉઠાવી લોકોને જ એમ માની લીધા કે મારૂં કામ કરી આપશે અને લોકોને સગા સંબંધીઓને રાઝી કરી અલ્લાહના હુકમોની નાફરમાની કરતો જ રહયો તો પછી અલ્લાહની મદદ કેવી રીતે ઉતરે ? બની ચુકેલા કામોમાં બગાડ તેમજ સંસ્થાઓમાં ખરાબીઓ આવવાની જ. જે રાત દિવસ જોઈ રહયા છીએ.

## ઝાલિમની મદદ કરવી ઈસ્લામ છોડવા સમાન છે.

ઓવ્સ બિન શુરહબીલ (રદી.) ફરમાવે છે કે મેં રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ થી સાંભળ્યું છે કે જે માણસ ઝાલિમ સાથે ચાલે છે અને તેને મદદ કરે છે અને પોતે જાણે છે કે આ માણસ ઝાલિમ છે. તો તે માણસ ઈસ્લામથી નીકળી રહયો છે. (બયહકી) બદલા વગર ઈન્સાનના હકો પુરા થશે નહી. ઈન્સાનના ચોપડા કયામતના દિવસે ત્રણ પ્રકારના હશે. આયશા (રદી.) રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી રિવાયત કરે છે કે "કયામતના દિવસે દફતરો (દુનિયમાં જે કંઈ ઈન્સાને કીધું તેના ચોપડા) ત્રણ પ્રકારના હશે.

(૧) જે માફ કરવામાં આવશેજ નહિં. શિર્ક–કુફ.

(૨) બંદાઓના એક બીજા ઉપર હકો, જયાં સુધી એનો બદલો લેવામાં ન આવે અથવા હકદાર પોતાનો હકક માફ નહી કરે ત્યાં સુધી માફ કરવામાં આવશે નહી.

(૩) અલ્લાહના હકો, અલ્લાહને એની પરવાહ નથી. તેના કબઝાની વાત છે. ચાહે તે માફ કરે ચાહે સજા આપે. (બયહકી)

આજે નમાઝ, રોઝહ, હજના તરફ ધ્યાન છે અને હોવું જ જોઈએ. પરંતુ ઈન્સાની યા ઈન્સાનના હકો એના તરફ બીલકુલ ધ્યાન નથી. કોઈના ઉપર તોહમત મુકવી, ગાળો ભાંડવી, સતાવવું, નાહક માલ લઈ લેવો એની કંઈ ફીક ચીંતા જ નથી કરતા.

## નવા ચારથી પાંચ પૈસાને બદલે સાતસો મકબુલ નમાઝ આપવી પડશે.

દુર્રે મુખ્તારમાં લખ્યું છે કે એક દાનિક(લગભગ પાંચ નવા પૈસાના) બદલે કયામતમાં સાતસો મકબુલ નમાઝો આપવામાં આવશે. (ફતાવા રશીદીય્યહ ભાગ:૩ પાનું નં.–૧૦૪) અબુ હુરયરહ (રદી.) થી રિવાયત છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ



વસલ્લમએ પુછયું કે "મુફલિસ કોણ છે ? સહાબા એ જવાબ આપ્યો કે જેની પાસે માલ દૌલત નથી. રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું મારી ઉમ્મતનો મુફલિસ (ફકીર) કંગાલ કયામતના દિવસે એ માણસ હશે જે નમાઝ, રોઝા, ઝકાત લઈ આવશે પરંતુ કોઈને ગાળો આપી હશે, તોહમત લગાડી હશે, કોઈનો માલ ખાય ગયો હશે, કોઈનું ખુન કર્યું હશે, કોઈને માર્યો હશે તો એ માણસની નેકીઓ મઝલુમોને આપવામાં આવશે. અને નેકીઓ ખત્મ થઈ ગઈ હશે તો મઝલુમોના ગુનાહો તે ઝાલિમના ઉપર નાંખી દેવામાં આવશે. પછી એને આગમાં નાંખી દેવામાં આવશે. વિચાર કરો. જે દિવસનો વિચાર આવવાથી ઈન્સાનની રૂહ ઓગળે છે જેના માટે નેકીઓ કીધી હતી પરંતુ ઝુલ્મે નેકીઓ બરબાદ કરી. બીજાના ગુનાહો માઠા ઉપર આવી પડયા. એનાથી વધુ કંગાલ ફકીર કોણ હોય શકે ? જે હતુ તે પણ સર્વે ચાલ્યુ ગયું. અલ્લાહ પાક ઝુલ્મથી બચાવે.આમીન...

## માં–બાપની સાથે સુલુક કરવો રોઝી ઉમ્રમાં બરકત કરે છે.

થવબાન (રદી.) કહે છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે નેકી ઉમ્રમાં વધારો કરે છે અને માણસ ગુનાહોને લીધે રોઝીથી મહરૂમ થઈ જાય છે. (ઈબ્ને માજહ શરીફ) અનસ (રદી.)થી રિવાયત છે કે સગાઓની સાથે સુલુક કરવાથી રોઝીમાં વધારો થાય છે. ભલાઈનો પ્રથમ હક માં નો છે. તેણે બચ્ચા માટે ઘણી જ મુસીબતો તકલીફો ઉઠાવી છે. બચ્ચાના બીમાર થઈ જવાથી તેની ઝિંદગીનો સર્વ આનંદ ખત્મ થઈ જાય છે. એ માટે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને પુછવામાં આવ્યું કે મારા એહસાનનો પ્રથમ હકદાર કોણ છે ? રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું " તારી માં" પછી કોણ ? "તારા વાલિદ" પછી કોણ ? જવાબ આપ્યો, "તારી માં" ચોથી વાર સવાલ કર્યો પછી કોણ ? જવાબ આપ્યો, "તારો બાપ" ત્યાર પછી તારો નઝદીકનો સગો વહાલો હોય તે. (બુખારી શરીફ)

બીજી એક રિવાયતમાં છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને પુછવામાં આવ્યું કે પ્રથમ મારા એહસાનનો હકદાર કોણ ? રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું "તારી માં ની સાથે પ્રથમ એહસાન કર" ત્રણ વાર એક સાથે જ ફરમાવ્યા પછી ચોથા નંબરે બાપનું નામ લીધુ. અને ત્યાર પછી જે પાસેનો સગો હોય. (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

અબુ હુરયરહ (રદી.)થી રિવાયત છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ત્રણ વાર ફરમાવ્યું તે માણસ ઝાલિમ થયો. સહાબા એ પુંછયું કોણ ? જવાબ આપ્યો

કે જેણે પોતાના માં–બાપને અથવા બન્નેવ માંથી એકને ઘરડા જોયા અને તેની ખિદમત કરી જન્નતમાં દાખલ ન થયો. (મુસ્લિમ શરીફ) અનસ (રદી.)થી રિવાયત છે કે કોઈ માણસ એ પસંદ કરતો હોય કે મારી રોઝીમાં વધારો થાય અને ઉમ્રમાં બરકત થાય તો સગા સાથે મેળ રાખી ભલાઈ કરતો રહે. (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ) રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું જેનો બાપ રાઝી તેનાથી અલ્લાહ પણ રાઝી અને બાપ નારાઝ તો અલ્લાહ પણ નારાઝ.(તિરમિઝી શરીફ)

આયશા (રદી.)એ ફરમાવ્યું છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે ખ્વાબમાં મે જોયું કે હું જન્નતમાં છું, ને જન્નતમાં હારિષ બિન નુઅમાન (રદી.)ને જોયા. એવી જ રીતે તમો એહસાન કરો. કારણ કે તે પણ તેમની માં સાથે એહસાન કરવા વાળા હતા. (બયહકી) માં ની સાથે એહસાન કરવાથી તેમની જરૂરતો પુરી કરવાથી જન્નતના દરવાજા ખુલી જાય છે. અબુ દરદા (રદી.)થી રિવાયત છે કે તેમની પાસે એક માણસ આવ્યો. સવાલ કર્યો કે મારી માં ઔરતને તલાક આપવા કહે છે. જવાબ આપ્યો મે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી સાંભળ્યું છે કે બાપ જન્નતનો વચલો દરવાજો છે. તારી મરઝી હોય તો એને સાચવી રાખ અથવા બરબાદ કરી નાખ. (તિરમિઝી શરીફ,ઈબ્ને માજહ શરીફ) જયારે બાપનો આ હક છે તો માંની સાથે તો ભલાઈ સુલુક વધારેમાં વધારે કરવાનો હુકમ છે. જયારે માં નારાઝ છે તો તલાક આપી દે.

અબુ ઉમામહ (રદી.)થી રિવાયત છે કે એક માણસે પુછયું કે માં–બાપનો તેની ઔલાદ ઉપર શું હુકમ છે ? રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે તારા માં–બાપ તારા માટે જન્નત અથવા જહન્નમ છે (ઈબ્ને માજહ)

માં–બાપની ફરમાબરદારી તેમની સાથે સારો વર્તાવ તેમની ઝરૂરીયાત વગેરે પુરી કરશો તો જન્નત મળશે અને નહિં તો જહન્નમમાં લઈ જવામાં આવશે. એનો આધાર તમારા વર્તણુંક ઉપર છે.

અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.)ને રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે જે માણસ પોતાના માં–બાપની ફરમાબરદારી કરે છે અને માં–બાપ બન્ને રાઝી છે. તો જન્નતનાં બન્નેવ દરવાજા ખોલવામાં આવે છે. અને માં–બાપ બન્નેવ નારાઝ અથવા કોઈ એક તો જહન્નમનો એક એક દરવાજા ખોલવામાં આવે છે. એક માણસે સવાલ કર્યો માં–બાપ ઝુલ્મ કરે તો પણ ? રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ત્રણ વાર ફરમાવ્યું તારા માં–બાપ તારા ઉપર ઝુલ્મ કરે તો પણ ઝુલ્મ કરે તો પણ, ઝુલ્મ કરે તો પણ તારે તો તારા માં–બાપની ફરમાબરદારી કરવાની છે.

(બયહકી)

એક માણસ રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પાસે આવ્યો અને કહયું



અલ્લાહના રસુલ રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ હું જિહાદ (ધાર્મિક લડાઈ)માં જવા માંગુ છું. આપનો મશ્વેરો લેવા માટે આવ્યો છું. રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે શું તારી માં જીવે છે? જવાબ આપ્યો. 'હાં'. રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું ' જા તુ તેની ખિદમત કર, જન્નત તેના પગ નીચે છે.' (નસઈ શ. અહમદ)

## માં–બાપને સતાવવા કે તકલીફ આપવાની સઝા દુનિયામાં જ મલે છે.

અબુ બક્ર (રદી.)થી રિવાયત છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે દરેક ગુનાહને મઆફ કરવાનો અલ્લાહને અધિકાર છે. જેને ચાહશે તેને મઆફ કરી દેશે પરંતુ માં–બાપની નાફરમાની કરનારને માં–બાપ ઉપર ઝુલ્મ કરનારને અલ્લાહ તઆલા જલ્દી સઝા આપે છે. દુનિયામાં જ એક સઝા આપે છે. બીજી સઝા કયામતમાં જુદી હશે. (બયહકી)

માં–બાપની નાફરમાની કરવાની સઝા દુનિયામાં જ મળી જાય છે. બુઝુર્ગોનો કૌલ છે કે માં–બાપને સતાવવાથી રોઝીનો દરવાઝો તંગ થઈ જાય છે. કારણ કે દુનિયામાં આવ્યો ત્યારે પ્રથમ ખોરાક માં ના સ્તન(છાતી) થી જ મળ્યું. ઈન્સાન માં–બાપને સતાવશે તો રોઝીમાંથી બરકત ઉઠી જશે. અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે નેક છોકરો પોતાના માં–બાપના તરફ રહમતની નઝરથી જુએ છે તો દરેક નઝરનાં ઉપર એક મકબુલ હજ નો સવાબ મળે છે. સહાબાએ પુંછયું દિવસમાં એકસો વાર જુએ તો પણ. જવાબ મળ્યો હાં, અલ્લાહ ઘણો જ મોટો છે અને પાક છે. (તેના ખઝાનામાં કંઈ કમી નથી.)(મિશ્કાત શરીફ)

પરંતુ આજે શું થઈ રહયું છે ? માં–બાપની નાફરમાની અને ઔરતોના કહેવા મુજબ ચાલવું પછી શોર–બકોર કરે છે કે આ મુસીબતો કયાંથી આવી ? અબ્દુલ્લાહ બિન ઔફ (રદી.) કહે છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે એ કૌમના ઉપર રહમત નથી ઉતરતી જે કૌમમાં સગા સંબંધીઓ સાથે તઅલ્લુક(સંબંધ) નથી રખાતો.(બયહકી) હઝરત અબુ હુરયરહ(રદી.)ની વાલિદહ જયાં સુધી જીવતા હતા નફિલ હજજ પણ એમણે કીધી નહી. હજજે ફર્ઝ કરી ચુકયા હતા. (મુસ્લિમ શરીફ ભાગ:ર પાનું–પ૩)



## માં-બાપનો નાફરમાન જન્નતમાં જશે નહી.

અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસથી રિવાયત છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે માં–બાપનો નાફરમાન જન્નતમાં દાખલ થશે નહી. (નસઈ શરીફ) બીજી એક રિવાયતમાં છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે ગુનાહોની સઝા કયામતમાં મળશેજ. પરંતુ ઝુલ્મ કરનાર અને સગા સંબંધીઓ સાથે તઅલ્લુક નહી રાખનારને દુનિયામાં ઘણી જ જલ્દી અલ્લાહ પાક સઝા આપે છે. (તિરમિઝી શરીફ)

ઝુબૈર બિન મુત્ઈન (રદી.) થી રિવાયત છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે સગા સંબંધીઓના સાથે તઅલ્લુક (સંબંધ) તોડનાર માણસ જન્નતમાં દાખલ થશે નહી. (બુખારી શરીફ)

અબુ હુરયરહ (રદી.)થી રિવાયત છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે "તે માણસ ઝલીલ થાય" એમ ત્રણ વાર ફરમાવ્યું. (સહાબા ચોંકી ઉઠયા, આટલી મહાન બદદુઆ.) પુંછયું, તે કોણ છે ? ફરમાવ્યું જે માણસને પોતાના માં–બાપની ઝિંદગી જોવા મળી હોવા છતાં ખિદમત કરી પોતાના માટે માફી હાસિલ કરી જન્નતમાં પોતાને દાખલ નહી કરાવ્યો. (મુસ્લિમ શરીફ)

ઉપરની હદીષોથી પાબિત થયું કે સગા સંબંધીઓની સાથે દુશ્મનાવત કરવાથી તઅલ્લુક તોડવાથી તેમજ માં–બાપને તકલીફ આપવાથી અને તેઓને નારાઝ કરવાથી ઈન્સાન કેટલો બધો મહરૂમ થઈ જાય છે. અને ઈન્સાન અલ્લાહની રહમતથી દૂર થઈ જાય છે. આજે જુઓ મુસલમાન કૌમની હાલત શું છે ? અલ્લાહ ની રહમતથી દૂર થવાના કારણો પૈદા કરી રહયા છે. અને અલ્લાહનો અઝાબ વધુ વરસાદ, દુકાળ, તેમજ દરેક પ્રકારની મુસીબતો રૂપે આપી રહયો છે. કારણ કે અલ્લાહની નાફરમાની ખાસ કરીને માં–બાપને સતાવવું,તકલીફ આપવું,સાઠી–બુદ્ધિ નાથીવાળા કેહવાવાળા કેટલાક નાલાયક ફરઝંદો આજે જોવા મળે છે. ડગલે અને પગલે માં–બાપનું અપમાન તેના તરફતો ધ્યાન પણ જતું નથી. કુર્આન શરીફમાં અલ્લાહ તઆલા ફરમાવે છે માં–બાપને ઉફ ન કહો (સી.૧૫) અને એનો અર્થ ઉલમા એ બયાન કર્યો કે જે વસ્તુથી માં–બાપને તકલીફ પંહોચે તે હરામ છે. પછી ઉં,હું વગેરે એક જ બોલ કેમ ના હોય. માં–બાપના સંબંધીઓ સાથે સુલુક કરવુ ષવાબનું કામ છે.

અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે "પોતાના માં–બાપના સગાઓ સાથે બાપ ના મરણ પછી તઅલ્લુક (સંબંધ) રાખવો એ મોટામાં મોટી નેકી છે." (મુસ્લિમ શરીફ)

અબુ ઉશૈર સઅદ થી રિવાયત છે કે અમે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની



સાથે હતા. બનુ સલમહનો એક માણસ આવ્યો.અને સવાલ કર્યો. મારા માં–બાપની નેકીઓમાંથી કોઈ નેકી છે કે હું તેના મરણ પછી તે નેકી કરૂં ? રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું હાં " તે લોકોને પઢી ષવાબ મોકલ. તેમના માટે ગુનાહોથી માફીની દુઆ કર અને માં–બાપના સગાંઓની સાથે સુલુક કાયમ કરો. અને માં ની સહેલીઓ અને બાપના દોસ્તોની ઈઝઝત કરો." (અબુ દાઉદ શરીફ)

એનાથી ઝાહિર થયું કે માં–બાપના મરણ પછી તેમના દોસ્તો,સહેલીઓ સાથે સારો વર્તાવ મોટામાં મોટી નેકી છે.

## માં-બાપ કાફિર મુશ્રિક હોય તેમના પણ હકો છે.

માં–બાપ નો હક મામુલી નથી. અગર કાફિર–મુશ્રિક હોય તો પણ તે લોકોની સાથે સુલુકાય કરવાનો હુકમ છે. અસ્મા (રદી.) કહે છે કે મે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને પુછયું કે મારી માં ઈસ્લામથી નફરત કરે છે. હું તેની સાથે સારી વર્તણુક કરી મદદ કરી શકું ? રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું હાં (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ) સુલુકાઈ સારી વર્તણુક એ નથી કે એ લોકો તમારી સાથે સારો સંબંધ રાખે તો જ તમે રાખો. (એ તો બદલો છે.) રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની મુબારક ઝુબાનથી તો એને બદલો કહેવામાં આવ્યો છે. ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું સગાઓ સાથે સુલુકાઈ એ નથી કે તે લોકો સુલુક કરે તો તમે કરો. પરંતુ એ લોકો તમારી સાથે સંબંધ તોડે (લડાઈ,ઝઘડો કરે, પ્રસંગોમાં તમારે ત્યાં ન આવે.) અને તમો જાવો એ સુલુકાઈ છે. (બુખારી શરીફ)

હઝરત અલી (રદી.)ના પિતા અબુ તાલિબ ગુઝરી ગયા. રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને જાણ કરવામાં આવી કે આપના કાકા ગુઝરી ગયા. રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ હઝરત અલી (રદી.)ને બોલાવી કહયું જાઓ તમો તેમને માટીમાં છુપાવી આવો. (મિશ્કાત) એનાથી ઝાહિર થયું કે માં–બાપ કાફિર–મુશ્રિક હોય તો પણ ઓલાદ ઉપર હક છે કે તેમની સાથે સુલુકાઈ જીવનભર કરતો રહે. અને મરણ પામે ત્યારે તેમને ખાડો ખોદી માટીમાં ડાટી આપે. (મુસ્લિમના માટે જે તરીકો છે તેના વગર તેને એક કપડું પહેરાવી નમાઝ પઢયા વગર ખાડામાં મુકી આપી કબ્ર બંધ કરી દે.)



## સગાઓ સાથે સુલુક કરવાનો ષવાબ

ઈન્સાનના માટે રહમતનાં દરવાજા ખોલનાર અને માલ,ઉમર, અવલાદમાં બરકત આપનાર ઈન્સાને પોતાનાં સગા સંબંધીઓ સાથે સુલુકાઈ કરવી તેમજ દરેક પ્રકારની મદદ કરવી છે. પરંતુ આજે રોશન દિમાગ માનવીને એનાથી ગાફિલ બની સગા સંબંધીઓ સાથે લડાઈ—ઝગડા સિવાય બીજું કોઈ કામ રહયું જ ન હોય, એવા કામો કરે છે. પછી બુમો પાડે છે કે માલ છે, બરકત નથી. કયાંથી બરકત આવી શકે ? રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ એ માટે શું ફરમાવ્યું છે ? વિચાર કરો.

અબુ હુરયરહ (રદી.)થી રિવાયત છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે તમે તમારા ખાનદાન, કબીલાના લોકોને ઓળખી લ્યો કે જેનાથી તમે તમારા સગાઓ સાથે સુલુક કરો. સગા સાથે સુલુક કરવાથી તમારા માલમાં વધારો થશે અને ઉમરમાં બરકત થશે. (તિરમિઝી શરીફ)

ઈબ્ને ઉમર (રદી.) ફરમાવે છે કે એક માણસે આવી કહયું કે મેં એક ઘણો જ મોટો ગુનોહ કર્યો છે. રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે તારી માં છે ? તે માણસે કહયું કે 'નહિં'. શું ખાલા (માસી) છે. ? જવાબ આપ્યો 'હાં' ખાલા છે. ફરમાવ્યું ખાલા સાથે સુલુક કરો. (તિરમિઝી શરીફ)

રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે જયારે અલ્લાહે દુનિયાને પયદા ફરમાવી (રહમ) સગાઈએ અલ્લાહનો અર્શ પકડી દુઆ ફરમાવી. 'એ અલ્લાહ જે મારી સાથે મેળાપ કરે તું તેની સાથે મેળાપ કરજે અને જે મને તોડે તું તેને તોડજે,' અલ્લાહે એની આ દુઆને કબુલ કીધી. સગાઈ તોડનાર (શરઈ કારણ વગર) જન્નતમાં નહી જશે. (હદીષ)

એક સહાબીએ આવી કહયું મારા સગાઓ મારી સાથે સુલુકાઈ કરતા નથી. પરંતુ હું સુલુકાઈ કરૂં છું. રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું તો તું તે લોકોના મોમાં ધુળ નાખી રહયો છે. અને અલ્લાહ તરફથી તારી મદદના માટે એક ફરિશ્તો હશે. જે તારી મદદ કરતો રહેશે. (મુસ્લિમ શરીફ, ભાગઃ૨ પાનું—૩૧૫) વિચાર કરો. રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ શું ફરમાવે છે. હમોએ સગાઈના હકો છોડી દઈ અલ્લાહની રહમતથી દૂર થવાના કારણો પેદા કરી દીધા છે તો પછી વેપાર ખેતીવાડીમાં બરકત કયાંથી થાય.

સગાઈ તોડનારા, સુલુક ન કરનારા સાથે સુલુક કરવો સારો વર્તાવ કરવો, અલ્લાહ તરફથી મદદ આવવા માટેનું મહાન પગથ્યું છે. એ ઈલાહી તરીકો છોડી, ઈમાન વેચી, જી—હુઝુર કરી મદદ માંગીએ, તો કયાંથી મલી શકે.



## આજે બદલો છે સુલુકાઈ નથી.

આજે સમાજમાં શું થઈ રહયું છે ? બદલો અને બદલો, સુલુકાઈ એહસાન જોવામાં આવતી જ નથી. અબુ હુરયરહ (રદી.) કહે છે કે એક માણસે કહયું કે 'અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મારા સગાઓ સાથે હું સુલુકાઈ કરૂં, એહસાન કરૂં છું, પરંતુ તે લોકો સંબંધ તોડે છે અને બુરાઈ કરે છે. રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું એવું જ છે જેવું તું કહે છે. તો તે લોકોના મોંમાં રાખ (ધુળ) નાખી રહયો છે. અને જયાં સુધી તારૂં આ કામ રહેશે, અલ્લાહ તરફથી હંમેશા તારી મદદ એ લોકોના વિરૂધ્ધ થતી રહેશે. (મુસ્લિમ શરીફ)

આ રિવાયતથી એ વાત પાબિત થઈ કે સગા સંબંધીઓની સાથે તઅલ્લુક કાયમ કરવાથી અલ્લાહની રહમત ઉતરે છે. સગા સંબંધી સાથે આજે બદલો જ લેવાઈ રહયો છે. એક સગાએ કંઈ કામ કર્યુ. અને તેમાં કંઈક પણ ભુલ થઈ ગઈ તો બીજો સગો બદલો લેવાની જ ફિક્રમાં રહે છે. રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે 'તમો સગાઓથી તકલીફ , મુસીબત ઉઠાવવા ઉપરાંત તમારા ઈસ્લામી કેરેકટરના અખ્લાક ઉપર અમલ કરો. અને અલ્લાહની મદદ એનાથી જ ઉતરે છે. આજે સગાઓ સાથે સારી વર્તણુકને બદલે ઈન્સાનીયતનો જનાઝો કાઢી નાખ્યા પછી શોર બકોર કરે છે કે મુસીબતો કયાંથી આવી રહી છે ?

## યતીમો બેવહઓના ઉપર એહસાન જિહાદ સમાન છે.

રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે જે માણસ લોકોના ઉપર દયા નથી કરતો તો અલ્લાહ તેની ઉપર દયા કરશે નહિં. (બુખારી શરીફ) અબુ હુરયરહ (રદી.) થી રિવાયત છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે 'બેવહ તેમજ ફકીરોની જરૂરતનો ખ્યાલ રાખનાર માણસ એવો છે જેવી રીતે જિહાદમાં કોઈ માણસ હોય.' (બુખારી શરીફ) જિહાદમાં પોતાનો જાન માલ અલ્લાહની ખુશી હાસિલ કરવા માટે ખર્ચ કરે છે તો આ માણસ પણ પોતાનો જાન અને માલને ખર્ચ કરી અલ્લાહની ખુશી હાસિલ કરવા માંગે છે. એ માટે જ એને એટલો વધુ ષવાબ મળશે.

રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે 'હું અને યતીમ (જેનો બાપ મરી ગયો હોય અને ઉમર ૧૫ વર્ષની અંદર હોય)ની જરૂરીયાત પુરી કરનાર માણસ (યતીમ સગાનો હોય અથવા બીજા કોઈનો હોય) જન્નતમાં એવી રીતે હોઈશું જેવી રીતે વચલી આંગળી અને કલમહની આંગળી.' (બુખારી શરીફ) બંને

આંગળીઓ પાસે પાસે છે દુર નથી. એજ પ્રમાણે નબુવ્વતનાં દરજાનો ફર્ક હશે. અને મારાથી એ માણસ ઘણો જ પાસે હશે.

## પાડોસીના હકો ન અદા કરનારનું ઈમાન કામિલ નથી.

અબુ હુરયરહ (રદી.)થી રિવાયત છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું 'ખુદાની કસમ તમે મુઅમિન નથી થઈ શકતા.' એમ ત્રણ વાર ફરમાવ્યું. સહાબાએ પુંછયું.'કોણ, અલ્લાહના રસુલ ?' રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ જવાબ આપ્યો 'જેનો પડોસી એની તકલીફોથી બચેલો ન હોય. (મુસ્લિમ શરીફ) વિચાર કરો. મઝહબે ઈસ્લામ શું શીખવે છે. ઈમાન કામિલ ન હોવાથી આજે આપણે સવારથી સાંજ સુધી પડોસીના દિલને કેટલીકવાર દુભાવીએ છીએ અને એના તરફ આપણું ધ્યાન પણ જતું નથી.

રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું 'એ માણસ મુઅમિન નથી જે પેટ ભરીને ખાતો હોય અને તેનો પડોસી ભૂખ્યે હોય, (બયહકી) રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું તમારા ઘરોમાં ઉત્તમમાં ઉત્તમ ઘર તે છે જેમાં યતીમ હોય અને તેની સાથે સારો વર્તાવ કરવામાં આવે અને ખરાબમાં ખરાબ તે ઘર છે જે ઘરમાં યતીમ હોય અને તેની સાથે ખરાબ સુલુક (વર્તાવ) કરવામાં આવે. (ઈબ્ને માજહ શરીફ) જે માણસ યતીમનાં માથા ઉપર અલ્લાહની ખુશી હાસિલ કરવા માટે હાથ ફેરવે તો દરેક બાલ જેનાં ઉપરથી હાથ ફરશે તેનો તેને ષવાબ મળશે.(તિરમિઝી શરીફ) યતીમને અદબ શીખવવા માટે, નમાઝ માટે, હદમાં રહી સઝા કરવી એ ખરા વર્તાવમાં દાખલ નથી.

રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું જે માણસે કોઈ યતીમને ખાવા પીવા માટે સાથે કર્યો અલ્લાહે તેનાં માટે જન્નત જરૂરી ઠેરવી છે, પરંતુ કોઈ એવા ગુનાહો કર્યો જેની મગફિરત કરવા માટે અલ્લાહે મના કરી હોય તો (તૌબા) જન્નત મળશે નહિં. (શરહે સુન્નહ)

## ઈન્સાનના હકો

ફકત પડોસી, યતીમ અને વિધવાનાં જ હકો નથી, ઈન્સાનના હકો બીજા ઈન્સાનનાં ઉપર ઘણાં જ છે. રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે ''ઈન્સાનનાં ખરાબ હોવા માટે એટલું જ બસ છે કે તે પોતાનાં મુસલમાન ભાઈને



નાનો સમજે, એક મુસલમાનનો બીજા મુસલમાનનાં જાન માલની, ઈઝઝત આબરૂની ઉપર હુમલો કરવો હરામ છે. (મુસ્લિમ શરીફ)

રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું છે કે 'કોઈ માણસ મુસલમાન ની ઈઝઝત આબરૂ પર હાથ મારી રહયો હોય અને મુસલમાન તેની તે મજલિસમાં હાજર હોવાથી તેના તરફથી જરૂરી ચોખવટ કરી ખરાબ વાતને રોકે (આબરૂ બચાવી) અલ્લાહ પાક તેને આગથી આઝાદ કરશે. (બયહકી)

કારણ કે લોકો મવજુદ હોય તો કોઈની ઈઝઝત પર હાથ કરવાની હિંમત થતી નથી. અને ઘણી વખત એમજ બને છે કે મજલિસમાં કોઈ ન હોય ત્યારે જ ઈઝઝતનાં ઉપર હુમલો કરે. તો જેણે ઈખ્લાસથી પોતાનાં મુસલમાન ભાઈની મદદ કરી તો આગથી આઝાદીનું સર્ટીફીકેટમળી ગયું.

જાબિર (રદી.)થી રિવાયત છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે જે માણસ પોતાના ભાઈની આબરૂ ખોટી રીતે લે છે અલ્લાહ પાક તેને એવી જગા પર ઝલીલ કરશે, જયાં તેને મદદની ઝરૂરત હશે. જયાં મુસલમાનની આબરૂ લેવાતી હતી અને મદદ કીધી તો અલ્લાહપાક તે મદદ કરનારની એવી જગા પર મદદ કરશે કે જયારે તેને મદદની જરૂરત હશે અને તેને એ મદદ વહાલી લાગશે.

(અબુ દાઉદ શરીફ)

વિચાર કરો રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ શું ફરમાવી રહયા છે ? અલ્લાહની મદદના દરવાજા ઈન્સાનની મદદ કરવાથી ઉઘડે છે. અને સખ્તમાં સખ્ત મુસીબત દૂર થાય છે. અને મદદની જરૂરત હશે ત્યારે અલ્લાહપાક મદદ કરશે અને બીજાને સતાવવાથી, તકલીફ આપવાથી આબરૂ લેવાથી અલ્લાહના તરફથી પકડ થશે. સઝા થશે. પછી વિચાર કરે છે કે મુસીબતો કયાંથી આવી ? જાનવર ઝબ્હ કરો તો છરી તેઝ રાખો.''રહમત લાવવાવાળી ચીઝો જે કામોથી અલ્લાહની રહમત આવે છે.''

રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે સખ્ત દિલવાળા માણસોમાંથી જ રહમત કાઢવામાં આવે છે. (અહમદ, તિરમિઝી) રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે જે ઝમીનમાં છે તેના ઉપર રહમ કરો આસમાન વાળો તમારા ઉપર રહમ કરશે. (તિરમિઝી શરીફ, અબુ દાઉદ શરીફ) અલ્લાહની રહમતનો આધાર તમારા કર્તુતોની ઉપર છે. આપણામાં રહમત પેદા થશે તો અલ્લાહપાકની રહમતનાં દરવાજા ખુલી જશે. (અબુ દાઉદ શરીફ)

રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ઈન્સાન નહિં, બે ઝુબાન જાનવરોની સાથે પણ પ્યાર મુહબ્બત અને તેના હકો અદા કરવાનો હુકમ ફરમાવ્યો છે. જાનવર ઝુબેહ કરો તો છરી તેઝ હોય, બુઠ્ઠી ન હોય. (અબુ દાઉદ શરીફ, ભાગ–૨, પાનું ૩૩)

રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે એક બદચલન ઔરત આગલા જમાનામાં રસ્તા પરથી જઈ રહી હતી. એક કુતરો મરવાની અણી પર હતો. પોતાનું મોંજુ કાઢી ઓરણી સાથે બાંધી કુવામાંથી પાણી કાઢી પાણી પાયું. અલ્લાહને એ વાત પંસંદ આવી. તે ઔરતને માફ કરી દીધી અને જન્નતમા દાખલ કરી. (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ) બીજી એક ઔરતે બીલાડી રાખી હતી. તેણીએ તેને છોડી નહિં અને ખાવું, પાણી આપ્યું નહિં. તે નમાઝ રોઝાની પાબંદ હતી. બિલાડી મરી ગઈ અને તે ઔરત (બિલાડીનું ભુખ્યા રાખી મારી નાંખવાની સઝા પેટે) દોઝખમાં જશે. (બુખારી શરીફ) આ હદીષમાં વધુ એ પણ છે કે પુછવામાં આવ્યું શું જાનવરો સાથે સારો વર્તાવ કરવાથી પણ ષવાબ મળે છે ? રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ જવાબ આપ્યો કે દરેક જાનદારની સાથે સારો વર્તાવ કરવાથી ષવાબ મળશે. (બુખારી શરીફ)

અનસ (રદી.)થી રિવાયત છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે સારામાં સારો સદકો ભુખ્યાને ખવડાવવું છે (બયહકી) મુસલમાન હોય કે કાફિર હોય.

જે મઝહબ ઈન્સાન અને જાનવરોનાં હકો આ પ્રમાણે બયાન કરતો હોય અને હકો અદા ન કરવા ઉપર અલ્લાહના અઝાબની ચેતવણીઓ આપતો હોય, પછી વિચાર કરો કે આપણે શું કરી રહયા છીએ ?

ઈન્સાનમાંથી હમદર્દી અખ્લાક, મહેરબાની નીકળી ગઈ અને એના વિરૂધ્ધ શયતાનની આદતો, ઝગડા, હસદ, ગીબત, ચુગ્લી, તોહમત, એક બીજા સાથે હોદદાની સાઠમારી, જેવી ખરાબ આદતો આવી ગઈ. માટે જ અલ્લાહના અઝાબો આવે છે. ઈમાનની મઝબુત કડી અલ્લાહને માટે મુહબ્બત કરવું છે.

રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે અલ્લાહપાક કયામતના દિવસે ફરમાવશે 'કયાં છે તે લોકો જે દુનિયામાં એક બીજા સાથે સારો સંબંધ રાખતા હતા? આજે જયારે કે (કયામતના દિવસે) મારા સાયા વગર કોઈ સાયો નથી હું તેમને મારા સાયામાં રાખીશ.' (બુખારી શરીફ)

ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે, હે અબુ ઝર ઈમાનની કડીઓમાંથી કઈ કડી ઘણીજ મઝબુત છે ? 'અબુ ઝરે કહયું અલ્લાહ અને તેના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વધુ જાણનાર છે. મને ખબર નથી.' રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે અલ્લાહના માટે મદદ કરવી, અલ્લાહને માટે મુહબ્બત કરવી, અલ્લાહ માટે દુશ્મની કરવી. (બયહકી)

આજે શું છે ? કોઈ પણ માણસ બીજા માણસ સાથે વર્તણુંક કરવા પહેલાં વિચાર કરે છે મારૂં શું ? મને કેટલો ફાયદો ? અને એ ખરાબીઓના બીજ એટલા ઉંડા ગયા છે કે દીની કામ કરવા માટે પણ અંગત લાભનો સવાલ પ્રથમ આવી ઉભો રહે છે



અને એનાજ કારણે આજે મુસ્લિમ કોમની દુર્દશા થઈ રહી છે. અજુંમનો, મજલિસો, જમાઅતો અને સંસ્થાઓ ખેદાન મેદાન થઈ રહી છે.

રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે જયારે કોઈ માણસ અલ્લાહને માટે સંબંધ રાખે છે તો અલ્લાહ પાક તેની ઈઝઝત કરશે. (અહમદ) રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે બે માણસો અલ્લાહના માટે જ સંબંધ રાખે છે તો અલ્લાહ પાક એ લોકોને કયામતનાં દિવસે (એક પુર્વેમાં હોય અને બીજો ભલે પશ્ચિમમાં હોય) તો પણ સાથે જમા કરશે અને ફરમાવશે કે આ બધા મારા માટે જ મુહબ્બત કરતા હતા. (બયહકી) એક લાંબી હદીષનો ટુકડો છે. હઝરત અનસ (રદી.) કહે છે કે એક માણસ આવ્યો અને પુછયું કયામત કયારે આવશે ? રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ જવાબ આપ્યો કે તેં શુ તૈયારી કરી છે. તેણે કહયું 'કંઈ મોટી તૈયારી કરી નથી પરંતુ અલ્લાહ અને તેનાં રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી મુહબ્બત કરૂં છું' જવાબ આપ્યો તમે લોકો કયામતનાં દિવસે એ જ માણસો સાથે ઉઠશો જેની સાથે તમોને મુહબ્બત છે. સહાબા આ જવાબથી ઘણાં જ ખુશ થયા.
(બુખારી શરીફ)

ઉપરની હદીષોથી સાબિત થયું કે સંબંધ અલ્લાહનાં માટે જ હોવો જોઈએ સ્વાર્થી ન હોવો જોઈએ. આજે શું છે ? અંગત સ્વાર્થ માટે સંબંધ હોવાથી તે જલ્દી તુટી જાય છે. વર્ષોનો સંબંધ થોડાક નજીવા કારણો સર તુટી રહયા છે. ઈસ્લામી અખ્લાકથી દુર થઈ અલ્લાહની મદદને બદલે ઈન્સાન પોતાનાં માટે મુસીબતોનાં દરવાઝા ખોલી રહયો છે. અલ્લાહની લઅનતનાં અને રહમતથી દૂર થવાનાં કારણો પૈદા કરી રહયો છે. શયતાની આદતોમાં રાત દિવસ મશ્ગુલ થઈ રહયો છે. જુઠું બોલવું, ગાળો ભાંડવી, દુશ્મની કરવી, હસદ વગેરે જેનાંથી અલ્લાહની રહમતનો સાયો ઉઠી જાય પછી રહમત અને મદદે ઈલાહી કયાંથી આવે ?

સગા સંબંધીઓ સાથે તઅલ્લુકમાં પોતાનો સ્વાર્થ સમાયેલો ન હોવો જોઈએ. અલ્લાહ માટે તઅલ્લુક હોવો જોઈએ તો ષવાબ મળશે.

## દુશ્મની દીનને મુંડી નાખે છે.

અલ્લાહના માટે સંબંધ રાખવા દોસ્તી, દુશ્મની કરવાના બદલે આજે સ્વાર્થ વગર બીજું કંઈ નથી. નાની ચીઝોનાં ઝઘડાના લીધે વરસોના સંબંધો તુટી રહયા છે. અને તેનાં માટે શું શું અઝાબો, વઈદો છે વિચાર કરો. અબુ હુરયરહ (રદી.) થી રિવાયત છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે સોમવારે અને જુમેરાતનાં દિવસે જન્નતના દરવાજા ખોલવામાં આવે છે. અને સર્વેની બક્ષીસ થાય

છે. પરંતુ કાફિર અને એ બે મુસલમાન કે જે લોકોનાં દિલોમાં કીનો છે એ લોકો માટે અત્કાયત છે, સુલહ થાય તો માફી આપવામાં આવશે. નહિં તો માફી નથી. (મુસ્લિમ શરીફ)

એક મુસલમાનને બીજા મુસલમાનથી અંગત કારણોને લીધે ત્રણ દિવસથી વધારે સંબંધ તોડવા હરામ છે. (અહમદ, તિરમિઝી) અબુ દર્દા (રદી.) થી રિવાયત છે કે, રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે આપસમાં દુશ્મની દીનને મુંડી (ખત્મ કરી દેવા વાળી છે.) નાખવાવાળી છે.

આપસમાં દુન્યવી કારણોસર દુશ્મની દીનને મુંડી નાખવાવાળી છે. (અબુ દાઉદ, તિરમિઝી શ.) ઝુબૈર (રદી.)થી રિવાયત છે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું, આગલી ઉમ્મતની ખરાબીઓ તમારામાં ઘુસી જશે. હસદ, ચુગલી, અભીમાન, દુશ્મની અને એ બીમારીઓ મઝહબને મુંડી નાખવાવાળી છે. બાલને નહિં દીનને સફાચટ કરી નાંખશે. (અહમદ, તિરમિઝી)

અબુ હુરયરહ (રદી.) થી રિવાયત છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું, હસદથી બચો. સુકી લાકડીને આગ ભસ્મ કરી નાંખે છે એજ પ્રમાણે હસદ નેકીઓ અને ભલાઈઓને ભસ્મ કરી નાખનાર છે. (અબુ દાઉદ શરીફ)

ઉપરની હદીથોથી થાબિત થયું કે હસદ અને દુશ્મનીથી દીન બરબાદ થાય છે અને થોડીક નેકીઓ નમાઝો, તસ્બીહો વગેરે કંઈક સારા કામ કર્યા હોય છે તે સર્વે ધોવાઈ જાય છે અને એનું નુર ખત્મ થઈ જાય છે. અને જેને દુશ્મન સમજી પાછળ પડયા છો તેઓને આપણે થવાબ આપી રહયા છીએ અને એવા માણસને માટે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે જે માણસ મુસલમાનને તકલીફ આપે, ધોકો આપે તેના ઉપર અલ્લાહની લઅનત છે. (તિરમિઝી શરીફ)

## લોકોની પાછળ પડનાર માણસને ઝલીલ કરવામા આવે છે.

અલ્લાહની રહમતથી દુર એજ માણસ હોય જેને અલ્લાહ પાક ઝલીલ કરવા માંગે અને અલ્લાહ પાક જેને ઝલીલ કરવા માંગે તેને કોણ ઈઝઝત આપી શકે ? અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદી. થી રિવાયત છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ મિમ્બર ઉપર ચઢી ઉંચી અવાજે ફરમાવ્યુ "હે મુસલમાનો સતાવો નહી. તેમજ શર્મ ન અપાવો.( દા.ત. તુ ચોર, લુચ્ચો, ઝકાત ખાઉ કહેવું) અને લોકોના ખાનગી કામો શું કરે છે તેની પાછળ નહિ પડો. જે માણસ પોતાના મુસલમાન ભાઈની બુરાઈઓમાં રહેશે તો અલ્લાહ તઆલા તેની પાછળ પડશે. અને જયારે અલ્લાહ કોઈના પાછળ પડે તો



તેને ઝલીલ કરીને જ છોડશે. પછી તે માણસ ઘરના બારણા બંધ કરી ઘરની વચમાં પણ કોઈ કામ કેમ ન કીધુ હોય." (તિરમિઝી શરીફ) જયારે અલ્લાહ કોઈની પાછળ પડે કોઈનો પણ એવબ છુપો રહેશે નહિં.

વિચાર કરો શું ફરમાવી રહયા છે. આજે સમાજ માં સૌની બુરાઈઓ એક બીજાની સામે જ છે કારણકે અમુક માણસો બીજાના પાછળ રાત –દિવસ લાગેલા જ છે. ત્યારે અલ્લાહ પાક તેનો બદલો લઈ તેને ઝલીલ કરી રહયા છે.

## લાન–તાન વ્યાજથી પણ ખરાબ છે

સઈદ (રદી.) થી રિવાયત છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે ખરાબમાં ખરાબ વ્યાજ નિર્દોષ મુસલમાન ભાઈની ઈઝઝતની ઉપર લાન–તાન કરવું છે,(અબુ દાઉદ શરિફ) વ્યાજ–હક વગર વધારો લેવો. માલ કરતા ઈઝઝત–આબરૂ ઘણી જ મોટી ચીઝ છે માટે જ બેગુનાહ મુસલમાનની નિંદા કરવાને ખરાબ વ્યાજ ફરમાવ્યું.

ઈઝઝત આબરૂ માટે માણસ સર્વ ચીઝની કુર્બાની માટે તૈયાર હોય છે. માટે કોઈ મુસલમાનને નાહક ગાળો ભાંડવી, ગીબત કરવી, તોહમત લગાડવી,નિંદા કરવાને ખરાબમાં ખરાબ વ્યાજ કહેવામાં આવ્યું.

અનસ (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ ફરમાવ્યું મેં દોઝખમાં અમુક લોકોને જોયા. તો એ લોકોના તાંબાના નખો હતા. તે લોકો પોતાના મોં અને છાતીમાં હાથો મારી મારીને ઝખમી કરી રહયા હતા. મેં જિબ્રાઈલ અ.સ.ને પુંછયું કે આ કયા લોકો છે ? ફરમાવ્યું. આ તે લોકો છે જે દુનિયામાં લોકોનું ગોશ્ત ખાતા હતા. અને લોકોની આબરૂ લેતા હતા. (અબુ દાઉદ શરીફ) રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે મુસલમાન સાથે એક વરસ સુધી સંબંધ તોડવો તેનું ખુન (કત્લ) કરવા બરાબર છે. (અબુ દાઉદ શરીફ)

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે જે માણસ પોતાનાં મુસલમાન ભાઈને તકલીફ પહોંચાડે છે તો અલ્લાહ તેને તકલીફ પહોંચાડશે અને જે મુસલમાનનો નાહક વિરોધ કરશે તો અલ્લાહ તેનો વિરોધ કરશે. (તિરમિઝી શરીફ)



## દુશ્મનાવટની જડ, મોટાઈ અને તકબ્બુરના અઝાબો

બતાવો, જયારે અલ્લાહપાક આપણા વિરૂધ્ધ હોય તો અપણા કામો કયાંથી થાય ? આપણા કામો બગડે, એ માટે કોઈને દોષ આપવો યોગ્ય નથી. લાઈન બદલવી પડશે. નહિ તો અલ્લાહનો અઝાબ, અલ્લાહની પકડ, અલ્લાહનાં તરફથી ઝિલ્લતનાં હુકમો લાગુ પડશે. પછી માણસની કામયાબી કયાંથી થઈ શકે ? આ બધું શા માટે બને છે ? વિચાર કરવાથી માલુમ પડશે કે દરેક માણસ પોતાને મોટો સમજે છે. ફખ્ર, તકબ્બુર, શોહરત જેનો આ નતિજો ઝાહિર થઈ રહયો છે. કોઈ નીચો બનવા માંગતો જ નથી દરેક પોતાને વકીલ, બેરીસ્ટરથી નીચો સમજતો જ નથી. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ તકબ્બુર, ફખ્ર, ને માટે શું ફરમાવ્યું ? અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે જે માણસના દિલમાં એક દાણાં બરોબર તકબ્બુર (મોટાઈ) હશે તો જન્નતમાં દાખલ થશે નહી. (મુસ્લિમ શરીફ)

અબુ હુરયરહ (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે ત્રણ માણસ તરફ અલ્લાહ તઆલા જોતા પણ નથી, વાત પણ કરશે નહિ, અને તે લોકોને પાક કરશે નહિ.

(૧) વ્યભીચારી વૃધ્ધ,
(૨) ઓહદાવાળો માણસ કે જે જૂઠું બોલે. અને
(૩) ફકીર હોવા છતાં તકબ્બુર કરે. (મુસ્લિમ શરીફ)

આજે શું થઈ રહયું છે ? માલ નથી. દેવામાં ડુબેલા છે. પરંતુ કહેવત મુજબ 'ટંગડી પણ ઉંચી ખરી જ' એ કયાં સુધી ચાલવાનું છે ? ખોટા ખર્ચ કરી પોતાની મોટાઈ બતાવવી. સુન્નતની ખિલાફ રિવાજો કરવા માટે વ્યાજે નાણાં લઈ ઈમાન બરબાદ કરી રહયા છે.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે તકબ્બુર (મોટાઈ) બતાવવાવાળા લોકોને કયામતના દિવસે અલ્લાહપાક કીડી જેટલું બદન આપી ઉઠાવશે. અને ચારે બાજુથી તેને ઝલીલ કરવામાં આવશે. અને દોઝખનું કૈદખાનું જેનું નામ 'બવલસ કે બૂલિસ' છે ત્યાં લઈ જવામાં આવશે કે જયાં ચારે બાજુ આગ હશે. દોઝખ વાળું પરૂ, લોહી અને ઉલ્ટી તેને પીવડાવવામાં આવશે. (તિરમિઝી શરીફ) આ પ્રમાણે તેની મોટાઈ કાઢવામાં આવશે. બદન નાનામાં નાનું અને અઝાબ સખ્તમાં સખ્ત અને ખરાબમાં ખરાબ વસ્તુ લોહી, પરૂ અને ઉલ્ટી પીવડાવવામાં આવશે.



## મોટા સમજનાર માણસની કીમત કુતરા અને સુવ્વર જેટલી પણ હોતી નથી.

હઝરત ઉંમર (રદી.) મિમ્બર પર બેસી તકરીર કરી રહયા હતાં. કહયું, લોકો આજિઝીથી રહો. મેં રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી સાંભળ્યું છે કે જે માણસ આજિઝી કરશે. અલ્લાહ તઆલા તેને મોટો કરશે. તેને પોતાની કીમત કદ્ર ન હશે. લોકોનાં દિલોમાં તેની ઈઝઝત મરતબો ઘણોજ મોટો હશે. જે માણસ પોતે મોટો બને છે. પોતાને મોટો સમજે છે તે માણસ પોતાની નઝરમાં મોટો હોય છે. પરંતુ લોકોની નઝરમાં તેની કીમત સુવ્વર તથા કુતરા જેટલી પણ હોતી નથી. (બયહકી)

શું આજે આ નથી થઈ રહયું ? આજે દરેક માણસ પોતાનાં જેવો પણ કોઈને સમજવા તૈયાર નથી. પછી આંખો ફાડી ફાડી જુએ છે કે આ બધી અકડામણો કયાંથી થાય છે ? એક લાંબી હદીષનો ટુકડો :– ઈન્સાનને બરબાદ કરનારી ચીઝો ખ્વાહેશાત(મનમાં જેમ આવે તેમ) ઉપર ચાલવું. બખીલી કરવી અને પોતાને ઘણો જ સારો સમજવો અને એ ત્રીજી ચીજ સર્વ કરતાં ખતરનાક છે. (બયહકી)

પોતાને જ સારો સમજવો, મોટો સમજવો, એ બીમારી સમાજમાં એટલી બધી દાખલ થઈ ગઈ છે કે ઘણાં દીનદાર હોવાનો દાવો કરનાર અને હકીકતમાં રોઝા, હજ્જ, ઝકાતના પાબંદ છે તે લોકોમાં પણ આ બીમારી મોટા પ્રમાણમાં ફેલાયેલી હોવાથી દીની કામોની બરકત ઉઠી રહી છે.

એ મોટાઈ ઈન્સાનને હલાક બરબાદ કરનાર છે (ફિરઔન, અબુ જહલ, અબુલહબ સર્વે પોતાની મોટાઈમાંજ માર્યા ગયા.) માણસમાં આ બિમારી ઘર કર્યા પછી પણ તેને કબુલ કરવા તૈયાર થતો નથી. નાક કપાઈ જશે. ઈઝઝત ઓછી થશે. મારે નીચું જોવું પડશે. મારા મોભ્ભા અને મરતબાને આંચ આવશે, એવો ખ્યાલ પેદા થાય છે. મોટાઈ અને ઈઝઝત એજ છે કે કુર્આન અને હદીષ શરીફ ના બતાવેલ રસ્તા ઉપર ચાલે.

એક રિવાયતમાં છે કે મોટાઈ મારી ચાદર છે અને અઝમત મારી ઈજાર છે. (આ વસ્તુઓ એવી જાતને લાયક છે કે જેમાં કંઈ પણ ઐબ ન હોય અને એ અલ્લાહ છે અને આ સિફતો અલ્લાહના લાયક છે) જે માણસ મારી પાસેથી (જૂંટવશે) એને લેવા માંગશે હું તેને આગમાં નાંખી દઈશ. (મુસ્લિમ શરીફ)

મોટાઈ તકબ્બુર શોહરતનો જ નતીજો એ આવે છે કે લડાઈ ઝગડામાં સંડોવાઈ કોર્ટ કચેરીએ ચઢી હજારો રૂપીયા બરબાદ કરી રહયા છે અને અહી સુધી હાલત પંહોચી છે કે એક બીજાનાં ખૂન કરવાની ધમકીઓ અપાઈ રહી છે. અને ખુનો થઈ રહયા છે.

કારણ કે દુનિયા માનવતા, ઈન્સાનીયતથી ખાલી થઈ રહી છે. ઈન્સાનના હકો એક બીજા ઉપર છે એનાથી અતીશય દુર થઈ રહયા છે. યતીમ બેવાહ પાડોશી અને કમઝોર માણસોના શું હકો છે ? એ હકો હવે કિતાબોમાં જ રહી ગયા છે. ઝિંદગીમાંથી દુર નીકળી ગયા છે. પ્રેમ, મુહબ્બતને બદલે દુશ્મની, વાત વાતમાં લડાઈ ઝઘડા અને એક બીજાનાં ખૂનની ધમકીઓ, એ ઈન્સાનની ઝિંદગીનો એક ભાગ બની ગયો છે. કોઈ મજલિસમાં બેસો તો જણાશે કે જયાં સુધી બે પાંચ માણસોના વિષે અપશબ્દ ન બોલાય, તોહમત લગાડવામાં ન આવે તો મજલિસ ફીકી રહી. કંઈ મઝા આવી નહી. દરેક ગામોમાં અમુક સ્થળો એ માટે જ બનાવવામાં આવે છે કે લોકો જમા થાય. ટાઈમ બરબાદ કરે છે. ટાઈમ બરબાદ કરવા સિવાય તે જગ્યા ઉપર બીજું કોઈ નેક કામ થતું નથી.

## ખુની ઉપર રહમનાં દરવાજા બંધ કરી દેવામાં આવે છે.

### એક માણસનું ખુન કરવું પુરી દુનિયાનાં લોકોનું ખુન કરવા બરાબર છે.

ઈબ્ને ઉમર (રદી.) ફરમાવે છે કે મુસલમાન હંમેશા અલ્લાહની રહમત અને દીનમાં તરકકી કરતો રહે છે જયાં સુધી કોઈના ખુનમાં નહિં સપડાય. જયારે ખુનમાં સપડાશે તો અલ્લાહની રહમતથી દુર થઈ પોતાનાં માટે રહમતના દરવાજા બંધ કરી દેશે. અબુ દર્દા (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે મુસલમાન નેક કામોમાં ઘણોજ આગળ વધતો રહે છે. તેમજ નેક રહે છે જયાં સુધી હરામ કરેલા ખુનમાં નહી સપડાય. જયારે સપડાય છે તો થાકી જાય છે. નેક કામો કરી શકતો નથી. નેકીઓથી દુર થઈ જાય છે. બીજી રિવાયતમાં છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે એક મુસલમાનનું ખુન(કત્લ)એટલું બધુ ભારે લાગે છે કે એને બદલે પુરી દુનિયાનો નિઝામ ખોરવી નાંખવો મામુલી ચીઝ છે. (તિરમિઝી શરીફ, નસઈ શરીફ)

એક રિવાયતમાં છે કે એક જીવ જાનને નાહક મારી નાંખવો તમામ લોકોને મારી નાંખવા બરાબર છે. અબૂ સઈદ અને અબુ હુરયરહ (રદી.) રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી રિવાયત કરે છે કે ઝમીનનાં લોકો અને આસ્માનનાં રહેનારા એક માણસના ખુનમાં ભાગીદાર હોય અને કોઈ પણ રીતે મદદ કીધી હોય તો અલ્લાહ પાક એ સૌ લોકોને આગમાં ઉંધા નાંખશે.

ઈબ્ને અબ્બાસ (રદી.) રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી રિવાયત



કરે છે કે મકતુલ ( જે માણસ મારી નાંખવામાં આવ્યો છે)તેના ખુનીઓને પેશાની તેમજ માંથુ પકડી અલ્લાહના અર્શ સુધી લાવશે અને તેના બદનથી ખુન નીકળી રહયું હશે. અને મારી નાંખવામાં આવેલો માણસ કહેશે કે એ રબ આ માણસે મને જાનથી મારી નાંખ્યો હતો. (તિરમિઝી, ઈબ્ને માજહ, નસઈ શરીફ)

અબુ દર્દા (રદી.) ફરમાવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે અલ્લાહ સર્વે ગુનાહ માફ કરવાનો અધિકાર રાખે છે અને માફ કરશે પરંતુ ઈરાદા પુર્વક જે માણસ ખુન કરે છે. તેની માફી થવાની નથી. (અબુ દાઉદ શરીફ)

ખુન કરવું નહી. પણ ખુનમાં મદદ કરનાર, સલાહ આપનાર, એક બે બોલ બોલી ખુનીને જોશ આપનાર સર્વે ગુનેહગાર છે. કારણ કે મશીનનું ચકકર–પુરઝો કાઢી નાંખવાથી મશીન તેનું કામ કરશે નહી. એ જ પ્રમાણે દરેક માણસ આ દુનિયામાં મોટા કારખાનાનો એક પુરઝો છે, તેને મારી નાંખવાથી એ મોટી મશીનનો પુરઝો ખત્મ કરી આપવાથી એ મશીનને નકામું કરવા સમાન છે. તેથી જ એક માણસનું ખુન કરવું પુરી દુનિયાને બરબાદ કરવા સમાન છે.

## વઝનમાં કમી કરવું, તેમજ ઝકાત અદા ન કરવાના અઝાબો

વઝનમાં કમી કરવાનાં અઝાબો ઝુલ્મ તેમજ એહસાન છોડવા સિવાય બીજા ઘણાં જ ગુનાહ છે. તેનો નતીજો ઝાહિર થઈ રહયો છે. અને આજે એ ગુનાહ ફેશન બની ગયા છે. ખાસ કરીને નગ્ન લિબાસ, ગાયનો, વ્યાજ, ઝિનાકારી, માપ તોલમાં ઓછું આપવું, માં–બાપની નાફરમાની, ઔરતોની ગુલામી, સગાઓ સાથે દુશ્મની, ફોટાઓ પડાવવા, તેમજ ફોટાઓથી ઘરની સજાવત જે કામોના ઉપર રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ લાનત ફરમાવી છે. અલ્લાહની રહમતનો સાયો જે કામો કરવાથી ઉઠાવી લેવામાં આવે છે. પછી અમે શોરબકોર કરીએ છીએ કે મુસીબતો કયાંથી આવી ? ઈબ્ને માજહમાં છે કે અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર(રદી.)થી રિવાયત છે કે જયારે કોઈ કૌમ વઝન–માપમાં કમી કરે છે, તો તે દુકાળમાં સપડાય છે. તેમજ સખ્ત કામોમાં લગાડી દેવામાં આવે છે. અને હાકિમોનો ઝુલ્મ તેના ઉપર નકકી કરવામાં આવે છે. ઝકાત અદા ન કરે તો આસ્માનથી વરસાદ રોકવામાં આવે છે. જાનવરો ન હોત તો વરસાદ પણ ન આવત. બુરયદહ (રદી.)થી હાકિમમાં રિવાયત છે કે જયારે કોઈ ઝકાત રોકે તો અલ્લાહતઆલા વરસાદ રોકે છે અને વચનનો ભંગ કરે તો એવી કૌમમાં ખુના મરકી ફેલાય છે. બયહકીની રિવાયત છે કે, ''નથી તોડતી કૌમ વચનોને પરંતુ અલ્લાહતઆલા એ કૌમના ઉપર આપસમાં લડાય ઠોકી પેસાડે છે. અને જયારે

કોઈ કૌમમાં બેશર્મી પેદા થાય છે તો અલ્લાહ તઆલા મૌત ઠોકી પેસાડે છે. અને કોઈ કૌમ ઝકાત નથી આપતી તો વરસાદને રોકી લેવામાં આવે છે.'' અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ(રદી.)થી રિવાયત છે કે જ્યારે કોઈ કૌમ આપસમાં વચદાનું પાલન નથી કરતી ત્યારે અલ્લાહપાક તેના ઉપર તેના દુશ્મનોને ઠોકી પેસાડે છે. અને જ્યારે બેશર્મી કોઈ કૌમમાં પૈદા થાય છે તો મૌતને મુસલ્લત કરવામાં આવે છે. અને કોઈ કૌમ વજન માપતોલમાં કમી કરે છે તો લગાતાર અલ્લાહપાક દુકાળમાં મુકી આપે છે. અને જ્યારે કોઈ કૌમ ઝકાત નથી આપતી તો વરસાદ રોકે છે. અને કોઈ કૌમ ઈન્સાફ(ન્યાય) વગર ફેસલો કરે છે તો એવી કૌમ માં કત્લ ખુનામરકી અને આપસમાં લડાઈઓ મુસલ્લત કરે છે.

મુઅજમે તબરાનીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે જ્યારે કોઈ કૌમ માલ તોલમાં કમી કરે છે, તો અલ્લાહ તઆલા વરસાદ રોકે છે. અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)નું બયાન છે કે જ્યારે વ્યાજ અને ઝિનાકારી કોઈ ગામમાં અથવા શહેરમાં ઝાહિર થાય છે તો અલ્લાહ તઆલા એ કૌમની હલાકતનો હુકમ કરે છે. હલાકતના બે પ્રકાર છે. માલ અને જાન. મરણ વધારે થવું અને બન્નેવ હલાકતોથી દુકાળ અને વબામાં વધારો થાય છે.

## ઝકાત અદા ન કરવાના અઝાબો

આયશા (રદી.)નું બયાન છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી સાંભળ્યું કે ઝકાતનો માલ બીજા માલ સાથે મળી જાય છે. તો તે ઝકાતનો માલ બીજા માલને હલાક અને બરબાદ કરે છે. ઈમામ શાફિઈ તેમજ ઈમામ બુખારી તારીખ નામી કિતાબમાં રિવાયત કરે છે કે હુમયદીએ એનો અર્થ એ બયાન કર્યો છે કે જ્યારે ઝકાત ફર્ઝ થઈ અને ઝકાત અદા ન કરી તો હરામ માલ હલાલ માલને બરબાદ કરે છે. ઈમામ અહમદે એનો અર્થ એ બયાન કર્યો છે કે માણસ ઝકાત માંગે અથવા કોઈ આપે અને પોતે ઝકાતનો હકદાર નથી તો તે માલ હલાક થાઈ છે. એ માલમાં બરકત નથી. (મિરકાત શરહે મિશ્કાત)

ઉપલી હદીષોથી થોડાક ગુનાહોનો અસર શું થાઈ છે તે જાહેર થયું.

(૧) તોલમાપમાં કમી કરવાથી દુકાળો આવશે અને હાકિમોનો ઝુલ્મ વેઠવો પડશે. અલ્લાહનો અઝાબ આજે આંખમાંથી જોઈ રહયા છે. હવે તો રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પર યકીન આવશે ને?

(૨) ઝકાત અદા નહિ કરવામાં આવે તો વરસાદ રોકવામાં આવશે. હવે કેટલા માલદારો પોતાના માલનો હિસાબ કરી પુરેપુરી ઝકાત અદા કરે છે?

(૩) ઝકાતનો હકદાર ન હશે ને ખોટી રીતે લેશે, માલમાં વધારો કરવા માટે, તો એ



ઝકાતનો માલ વધારાને બદલે માલને હલાક કરશે.

(૪) શર્મ અને હયા ઉઠી જશે. મર્દ અને ઔરતો બેશર્મ અને બેહયા બની જશે તેમજ ઝિનાકારીનો ફેલાવો થશે, ત્યારે વરસાદ રોકવામાં આવશે. આજે કેટલા માં–બાપ એવા મળશે જે પોતાની દીકરીઓ વહુવો તેમજ સગા સંબંધીઓને એ વાત તરફ ધ્યાન આપશે ? નગ્ન લિબાસ પહેરાવી તેઓ ઝિનાનાં કારણો પેદા કરી રહયા છે. મૌત આવશે. મૌતના કારણો વધુમાં વધુ અને નવા નવા રોગો દિવસે દિવસે વધતા રહેશે જેનો ઈલાજ નહીં હશે. અટકાવી શકાશે નહિ.

(૫) આપસમાં વચનોનાં ભંગ થશે. સામસામા લડાઈ ઝઘડાઓ થશે. તે નાહક એકબીજાને મારીનાંખવા સુધી પહોંચશે.

(૬) કૌમના વડીલો લોકોની સાથે ભેડભાવ રાખી ગલત(ખોટા) ફેસલાઓ કરશે. તો અલ્લાહ તઆલા કત્લ અને ખુના મરકી મુસલ્લત કરશે. વિચાર કરો આજે દરેક ગામોમાં ગ્રામ પંચાયત તેમજ નાની મોટી સંસ્થાઓ કામ કરી રહેલ છે. પરંતુ કયાંય નિષ્પક્ષ ન્યાય અને હકદારને હક આપવાની ફીક નથી. કૌમના આગેવાનો પોતાના કાર્ય કર્તાઓ અને સગા સંબંધીઓની નારાજગી ના લઈ કંઈ કહેતા નથી.

(૭) વ્યાજ અને ઝિનાકારીથી હલાકત આવે છે. એ હલાકત દુષ્કાળથી હોય કે વધુ વરસાદથી. રેલથી ગામોના ગામો સાફ થઈ જાય છે ? પ્લેગ(મરકી) અને કોલેરા જેવી ભયકંર બીમારીઓથી.

(૮) આપસમાં ખુનો અને લડાઈ ઝઘડાઓ થશે. ત્યારે બીજી કૌમોને અલ્લાહ પાક મુસલમાનો ઉપર મુસલ્લત કરશે. આજે દરેક જગ્યા ઉપર શું થઈ રહયું છે. મુસલમાનોનાં લડાઈ ઝઘડાઓથી જ બીજી કૌમ ફાયદો ઉઠાવી તેના ઉપર હુકુમત કરી રહી છે. અને તેમને ઝલીલ કરે છે. જ્યારે મુસલમાન આપસમાં લડશે એક બીજાનું ખુન કરશે તો અલ્લાહ તઆલા તેના ઉપર દુશ્મનોને મુસલ્લત કરશે. આજે મુસ્લિમ દેશોમાં શું થઈ રહયું ? આપસમાં લડાઈ ઝઘડાઓને લઈ બીજી કૌમ કેવા લાભો લઈ રહી છે અને મુસ્લિમ કૌમની શું હાલત થઈ રહી છે ?

## ગુસલ ફર્ઝ હોવા છતાં ગુસલ ન કરવાથી રહમતના ફરિશ્તાઓ આવતા નથી.

અલી (રદી.) ફરમાવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું (રહમતના) ફરિશ્તાઓ તે ઘરમાં નથી જતા જે ઘરમાં ફોટાઓ હોય તેમજ જરૂરત વગર કુતરો હોય અને જનાબત વારો મર્દ કે ઔરતે ગુસલ ન કર્યું (અબુ દાઉદ શ. બા.૨ પાનું.–૨૧૬) અલ્લાહમહ અયની શારહે બુખારી શરીફ) અલ્લામહ ઈમામ નવવી મુસ્લિમ શરીફ નાં કર્તા લખે છે કે એનો અર્થ એ છે કે ઘણી ઘણીયાનાં સોહબત

કરવાથી ગુસલ ફર્ઝ થઈ ગયું. નમાઝનો ટાઈમ થઈ ગયો અને ગુસલ કર્યુ નહિ એવી જ હાલતમાં નમાઝ કઝા થઈ ગઈ, નમાઝનો ટાઈમ ચાલ્યો ગયો, રહેમતના ફરિશ્તા તેમજ ઈસ્તેગ્ફાર માંગનારા ફરિશ્તાઓ એવા ઘરોમાં જતા નથી. મુલ્લા અલી કારી (રહ.) લખે છે કે ફરિશ્તાઓ બરકત લઈને આવે છે તેમજ રહમત અથવા ઝિયારત માટે આવે છે અથવા ઝિક્ર સાંભળવા માટે આવતા હોય છે તે ફરિશ્તાઓ આવતા નથી. (મિરકાત શરહે મિરકાત ભાગ–૨ પાનું. ૪૬)

અમ્માર બિન યાસિર (રદી.) રિવાયત કરે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું, ત્રણ માણસ એવા છે કે ફરિશ્તાઓ તેમના પાસે જતા નથી.

(૧) કાફિર નું મુર્દુ,

(૨) જે મર્દે ઝાફરાની રંગની ખુશ્બુ લગાડી હોય,

(૩) ગુસલવાળું માણસ, પરંતુ વુઝુ કરી લીયે. (અબુ દાઉદ શરીફ) વિચાર કરો આજે શું હાલત છે. નમાઝનો ટાઈમ થઈ ગયો, નમાઝો કઝા થઈ રહી છે, ગુસલ કરતા નથી. જયારે અલ્લાહની રહમતના ફરિશ્તાઓ એવા ઘરોમાં જતાં ન હોય, એવા માણસો શી રીતે કામ્યાબ થઈ શકે. માટે બરબાદીઓનાં માર્ગ છોડી રહમતનાં માર્ગને અપનાવવા કોશીષ કરો. નમાઝનો ટાઈમ થઈ જવાથી ગુસલ ફર્ઝ અદા કરી નમાઝ અદા કરી લ્યો.

## ગાયનો રેડીયાઓ અને ટી.વી.

ગ્રામોફોન ટી.વી. અને રેડીયાઓ આવી જવાથી શૈતાની ઝંડો ફરકાવનારામાં દિવસે દિવસે વધારો થઈ રહયો છે. અને ગુનાહમાં એવા તો સંડોવાયેલા છે કે ૨૫–૫૦ માણસના ગુનાહો પોતાના માથા ઉપર લઈ રહયા છે. કારણ કે રેડીઆ વાળાઓ–અમુકને છોડી–ગાયનોમાં ટાઈમપાસ કરી પોતાને તેમજ પોતાના મહોલ્લાનાં ભાઈ–બહેનોનાં ગુનાહો માથા ઉપર લઈ રહયા છે.

બેહયાઈ અને બેશર્મી પ્યાર–મુહબ્બતનાં ગાયનો પોતાના ઘરમાં વગાડી નવજુવાન દીકરા–દીકરીઓથી ઈમાનનો જનાઝો કાઢી રહયા છે. જાબિર (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું ગાયન દિલમાં નિફાક(લડાઈ–ઝઘડા) ને એવી રીતે ઉગાડે છે જેવી રીતે પાણી ઘાસને ઉગાડે છે. (બયહકી) અને જયારે અજનબી ઔરત ગાયન ગાય છે તો તેનું ગીત સાંભળવું મકરૂહે તહરીમી છે અને એ ગીતમાં હયા શર્મના વિરૂધ્ધ હશે તો હરામ, તેમજ ગીતો અને ગાયનની સાથે સારંગી તબલા તેમજ હારમોનીયમ વગેરે હશે તો સાંભળવું હરામ થશે. ટી.વી. પર ચાલનારી ફિલ્મો ડ્રામાઓ સીરીયલોના હરામ હોવામાં કોઈ શંકા નથી.



એ માટે જ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે જે માણસ એવો ઢંગ શીખે છે કે લોકોનાં દિલોને પોતાનાં તરફ ખેંચે. અલ્લાહપાક કયામતના દિવસે તેનું કોઈ પણ કામ ફર્ઝ તેમજ નફિલ કબુલ કરશે નહિં. (અબુ દાઉદ શ.)

અબુ સઈદ (રદી.)થી રિવાયત છે કે એક માણસ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સમક્ષ ગાયન ગાતો ગાતો આવતો હતો. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું શૈતાનને પકડો, શૈતાનને પકડો, ગાવાથી રોકો, માણસનું પેટ ખરાબ થઈ લોહી પરૂથી ભરાઈ જાય એ સેહલું છે, એના કરતાં કે માણસ ગાયનને યાદ કરે (મુસ્લિમ શરીફ)

વિચાર કરો રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ગાયકને શૈતાન એટલે ગુમરાહ ફરમાવી રહયા છે.અને એવો ગુમરાહ માણસ કે ગુનાહ કરવા છતાં પણ પોતાને ગુનેહગાર ન સમજે. એવા માણસને હિદાયત મળતી નથી. તેથી જ આજે રાત દિવસ જોઈ રહીયે છીએ કે આવા માણસ રેડીયોના ગાયનોના શોખીન ઘરમાં મહોલ્લામાં કોઈનું માનતા નથી. મસ્જિદો, વડીલોનો એહતેરામ એક બાજું, નવજુવાન દિકરા–દીકરી ઘરમાં હોવા છતાં, બેશર્મીના ગાયનો મુકી પોતાની અવલાદને બેશર્મ બનાવી રહયા છે. નાફિઅ કહે છે કે હું અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) સાથે જઈ રહયો હતો. વાંસળી વગાડવાનો અવાજ સાંભળી તેઓ તે રસ્તો છોડી બીજા રસ્તે ચાલ્યા ગયા અને કાનોમાં આંગળીઓ મુકી દીધી કે અવાજ સાંભળી ન શકે. ત્યાર બાદ પુછયું એ નાફેઅ અવાજ આવે છે ? મેં કહયું નહિ, તો આંગળીઓ કાઢી નાંખી અને ફરમાવ્યું કે હું રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સાથે હતો. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વાંસળીની આવાજ સાંભળી તો એજ પ્રમાણે કર્યુ જે પ્રમાણે મેં કર્યું. (અહમદ–અબુ દાઉદ) એ માટે રેડીયોના ઉપર તબલા ઢોલક વાંસળી, હારમોન્યમ, વિગેરેની સાથે ગાયનો આવે છે, તે સર્વે સાંભળવું હરામ છે. ફતાવા કાઝીખાનમાં લખ્યું છે કે એવી જગ્યાએ બેસવું તેમજ તેનાથી લઝઝત ઉઠાવવું હરામ છે. અને માણસથી જેટલું પણ બચી શકાય બચવું જરૂરી છે. (મિસ્કાત)

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ફરમાન આંખો સમક્ષ આવી રહયા છે કે કયામત જેમ પાસે આવશે નાચ ગાનમાં વધારો થશે અને એવા કામોમાં ઉપર અલ્લાહનો અઝાબ ઉપરથી તેમજ ધરતીથી આવશે અને શકલો સુરત પણ બદલાઈ જશે. માટે નાચગાન ફિલ્મોથી બચવા કોશીષ કરો.

અનસ (રદી.) રિવાયત કરે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું જે માણસ ગાયન સાંભળશે તેના બન્ને કાનોમાં સીસું નાખવામાં આવશે. અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ (રદી.)થી રિવાયત છે કે એક માણસ ગાયન ગાઈ રહયો હતો. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું તેની નમાઝ નથી, તેની

નમાઝ નથી, તેની નમાઝ નથી. અલ્લાહપાક તેની નમાઝ કબુલ કરશે નહિ. અબુ હુરયરહ (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું ખેલોને સાંભળવું ગુનોહ છે. બેસવું ગુનોહ છે, લઝઝત ઉઠાવવું કુફ્ર સમાન છે. અલી (રદી.)થી રિવાયત છે કે મને રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ એ માટે મોકલ્યો કે ગાયન ગાવાનાં જે આલાત (અવઝાર) હોય તેને તોડી નાંખું. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે ગાવાવાળાની મજદુરી હરામ છે. એ સિવાય બીજી ઘણી હદીષો છે કે જે ગાયનના હરામ હોવાને બતાવે છે તેથી રેડીયો વિગેરેથી ગાયનો સાંભળનારા પોતાના દિલોમાં નિફાક ઉગાડી રહયા છે એને છોડી ઈમાન ઉગાડનાર કુર્આન શરીફ ની તિલાવતથી પોતાના દિલને રોશન કરે છે.

## તબ્લીગ છોડવાના અઝાબો

દુનિયામાં અલ્લાહ તઆલાએ પૈગમ્બરોને એ માટે મોકલ્યા કે ભુલેલા ભટકેલા બંદાઓને અલ્લાહ સુધી પહોંચવાનો માર્ગ બતાવે. એ માટે તકલીફો મુસીબતો ઉઠાવી અલ્લાહના હુકમો દુન્યામાં ગુમરાહ લોકો સુધી પંહોચાડયા.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પછી દુનિયામાં કોઈ પણ નબી કયામત સુધી આવવાનાં નથી. (ઈસા અ.સ. પણ ઉમ્મતી બનીને આવશે.) અને મઝહબે મુહમ્મદી કયામત સુધી રહેવાનો છે. તો કુર્આન શરીફ અને રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ઉમ્મતને એઆદેશ આપ્યો કે સારી વાતોનો હુકમ કરો, બુરી વાતોથી રોકો અને એવી એક જમાઅત હોવું ઉમ્મતનાં ઉપર ફર્ઝે કિફાયહ છે. તેમજ માણસનાં ઉપર વ્યકિતગત એ આદેશ મળ્યો કે તમો ઝિમ્મેદાર છો તમોને કયામતના દિવસે પુછવામાં આવશે. (હદીષ) (કે તમારા તાબે લોકોને કેમ શરીઅતનાં કાનુનો મુજબ ચલાવવાની કોશિષ કરી નહિ.)

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું,"ખરાબ કામ જોઈ હાથથી રોકો, હાથથી રોકવાની તાકત ન હોય તો ઝબાનથી, ઝબાનથી રોકવાની તાકત ન હોય તો દિલથી બુરૂં સમજો. પણ દિલથી ખરાબ સમજવું કમઝોર ઈમાન છે." (મુસ્લિમ શરીફ) અને તમોએ એ ફરીઝાને અદા કરી દીધો નાફરમાન લોકોથી દૂર રહેવાનો આદેશ મળ્યો કે ઝાલિમ કૌમ સાથે નસીહત પછી બેસો નહિં. (કુર્આન શરીફ)

તબ્લીગનો ખરો અર્થ એ જ થશે કે દરેક રીતે રોકવાની કોશીષ કરો, કામયાબી ન મળતા એવા નાફરમાન ઝાલિમ લોકો સાથે ખાન–પાનનો વ્યવહાર, ઉઠવા–બેસવાનું છોડી દો. નહિં તો અલ્લાહના તરફથી અઝાબો આવશે. બનુ ઈસરાઈલમાં સવ પ્રથમ



ખામી એ જ આવી કે ખરાબ કામ કરનારને રોકતા ન હતા. વધુ ઝુલ્મ એ કર્યો કે તેમની સાથે ખાવા પીવાનો, ઉઠવા–બેસવાનો વ્યવહાર ચાલુ જ રાખ્યો. અહીંયા સુધી કે પાપી લોકોનો અસર સારા લોકોના ઉપર થવાથી તેમના સૌના ઉપર અઝાબ આવ્યો. (અબુ દાઉદ શ. ભા.૨ પાનું–૨૪૦)

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે જયારે લોકો ઝાલિમને ઝુલ્મ કરતા જોશે અને રોકવાની તાકત હોવા છતાં રોકશે નહી તો અલ્લાહ પાક સૌને અઝાબમાં નાખશે.

બીજી રિવાયતમાં છે કે ગુનાહનું કામ કરતાં જોશે અને રોકવાની તાકત હોવા છતાં રોકતા નથી. તો અલ્લાહપાક (આમ સઝા) સર્વેની ઉપર થોકી બેસાડશે.

(અબુ દાઉદ શ. ભાગ–૨ પાનું–૨૪૦)

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે અલ્લાહ લોકોને બરબાદ કરતા નથી. જયાં સુધી કે લોકોના ગુનાહો ઘણા જ વધી ન જાય. એ માટે જ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે મોટામાં મોટું જિહાદ ઝાલિમ હાકિમને સાચી વાત પંહોચાડવી છે. (અબુ દાઉદ શરીફ, ભાગ–૨ પાનું–૨૪૧) આજે શું થઈ રહયું છે. કોઈ સહી સારી વાત કાર્ય–કર્તાઓને તેમજ માલદારોને કેહવા તૈયાર નથી. શાદી અને ગમીના પ્રસંગોએ કેવા કેવા હરામ કામો થાય છે. કોઈ કહેવા તૈયાર નથી. કહેવામાં આવે તો અમલ કરવા માટે ગામ જમાત કોઈ પાબંદી લગાડવા તૈયાર નથી. રાઝી ખુશીથી એવી જગ્યાઓ ઉપર જઈ મહેમાની ઉડાવે છે. પછી વિચાર કરે છે કે અલ્લાહનો અઝાબ કેમ આવે છે. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે જયારે સારી વાતનો હુકમ, બુરી વાતોથી રોકવું ખત્મ થઈ જશે, અલ્લાહનો અઝાબ આવશે અને દુઆ કરશો તો દુઆ કબુલ થશે નહિં. (તિરમિઝી શ. ભા–૨) દુઆ મુસલમાનનું હથિયાર છે યાદ રાખો. આ હથિયાર કંઈ પણ કામ આવશે નહિં. માટે દરેક જગ્યાના આગેવાન કાર્યકર્તાઓ અહદ કરીલે કે કોઈપણ પ્રસંગ હમારા ગામમાં આવશે. ત્યારે અમો ગુનાહોથી બચીશું. કૌમને ગામને બચાવીશું. ફુઝુલ ખર્ચીઓ તેમજ બિદઅતો તેમજ રસ્મો રિવાજો તેમજ ઔરતો માં બેશર્મી બેપર્દગી આવી ગઈ એને રોકવાની કોશીષ કરીશું. ઈન્શાઅલ્લાહ કામયાબી મળશે. પરંતુ આજે લોકો વઅઝ ના જલ્સા તેમજ અમુક અહલે ઈલ્મ પણ હોવા છતાં સામાજીક રીવાજોમાં એટલા બંધા સંપડાયા છે કે તેઓ પણ એ રિવાજોથી મુકત રહેવું એક બોઝ સમજી રહયા છે, કૌમોની ઝિંદગીનું અને કૌમો દુનિયામાં જીવતી રહેવા માંગતી હશે, તો આજે એક જ માર્ગ છે. કાર્ય–કર્તાઓ દિની હોય કે દુન્યવી હગસથી આગળ આવી લાન–તાનની પરવાહ કર્યા વિના સાચુ માર્ગદર્શન આપી, કૌમને તેમજ પોતાની જાતને હલાકતથી બચાવવાની કોશીષ કરે.

કાર્યકર્તાઓએ ઈન્સાન બની જીવવા વિચાર કીધો હશે એ રીતે મુસ્લીમને જીવવા દેવામાં આવશે નહિં. મુસ્લિમ આ જગતમાં અલ્લાહનો નાઈબ, રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો નાઈબ બની જીવવું પડશે. નહિં તો દુનિયામાં રહેનારા માનવીઓ કરોરો છે, એમની જરૂરત રહેશે નહિં, મુસ્લિમ બની જીવશે તો મુસલમાન દુનિયામાં માનવતાને જીવંત કરશે. આજે દુનિયામાં માનવતાં મરીપરવારીના બોલનારા વિચાર કરે કે માનવતાં આવશે કયાંથી ? કુર્આન શરીફ તેમજ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ફરમાન ઉપર અમલ કરવાથી માનવતા આવશે. ઈતિહાસના પાના ઉઠાવી વાંચો. જયારે મુસ્લિમ કુર્આન અને હદીષોના ઉપર અમલ કરનાર હતો, ઈન્સાનીયત જીવતી હતી.કારણ કે બીજી કૌમો મુસલમાનોની માનવતાથી સબક લેતી હતી. પરંતુ માનવતાનો પાથ(સબક) પઢાવનારો એવો બીમાર થઈ પડયો કે એમનામાંથી માનવતાં મરી પરવારી. તો માનવતા દુનિયામાં આવે જ કયાંથી ? તેથી કાર્યકર્તાઓએ તેમજ માલદારોએ તેમજ હોદ્દેદારોએ પોતાના હોદ્દાઓનો નશો છોડી, કૌમમાં હળીમળી કૌમની ઈસ્લાહની ફિકમાં રહી તેમને તેમજ પોતાની જાતને હલાકતથી બચાવવી જોઈએ. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ફરમાન મુજબ આગળી ઉમ્મતોમાં ૭ર પંઠો થયા, ઉમ્મતે મુહમ્મદીય્યહમાં ૭૩ થશે. યહુદ નસારા, જેવી રીતે હલાક બરબાદ થયા તેવી રીતે ઉમ્મતે મુહમ્મદીય્યહ હલાક થશે. (હદીષ) માટે હલાકત બરબાદીમાં બ્રેક લગાવવી હોય તો ઝિમ્મેદારી પાર્ખી અમલ કરવાની કોશીષ કરો.

અગર કોઈને એ સવાલ પૈદા થાય કે ગુનેહગારને સજા મળવી જોઈએ. બિન ગુનેહગાર પર અઝાબ કેમ આવે છે ? જવાબ સાફ છે. અમુક માણસો ગુનાહ કરતા નથી પરંતુ કરનારને રોકવાની તાકત હોવા છતાં, હાથથી, ઝબાનથી રોકતા નથી. અને દિલથી બુરૂં સમજતા નથી. બેનમાઝી સીનેમાં જોનારા, દાઢી મુંડાવનારા, વ્યાજ ખાનારા, રેડીયોના ઉપર રાત–દિવસ ગાયનો સાંભળનારા, ટી.વી. જોનારા વિગેરેની સાથે દોસ્તી કાયમ રાખે એ ગુનોહ છે. એ ગુનાહને કારણથી આમ અઝાબ આવે છે. અલ્લાહતઆલા ફરમાવે છે કે એવી સજાથી બચો જે નાફરમાની કરનાર સુધી રહેવાની નથી. બીજાને પણ સજા કરવામાં આવશે. મુસ્નદમાં છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે જે લોકો તમારાથી પહેલા ગુઝરી ગયા તેઓ જયારે કોઈ કામ કરતા તો કહેતા કે ગુનોહ ના કર. સવારમાં તેની સાથે ઉઠતા,બેસતા, ખાતા–પીતા, જાણે એને કોઈએ કોઈ ગુનોહ કરતાં જોયો જ નથી. જયારે અલ્લાહે આ હાલત જોઈ તો એકના દિલની અસર બીજાના દિલમાં નાંખી, અને બધાને મલ્ઉન બનાવ્યા. દાઉદ અ.સ. અને ઈસા અ.સ. ના ઝમાનામાં ફિત્કાર એ માટે થયો કે એ લોકોએ નાફરમાની કરી અને હદથી વધી ગયા. કસમ તે પાક જાતની કે મારી જાન તેના કબ્જામાં છે તમે સારી વાત નો હુકમ કરો અને બુરી વાતથી રોકો. નાફરમાની કરનાર ને હાથથી રોકો, અને સીધા રસ્તા ઉપર લાવો, નહિં તો અલ્લાહ પાક તમારા



એકના દિલની અસર બીજાના દિલમાં નાંખી તમોને પણ મલઉન બનાવશે. જેવી રીતે આગલી કૌમોને મલઉન બનાવી. (મુસ્નદ). રિવાયતમાં છે કે આગલી કૌમને હલાક કરવાને માટે અલ્લાહે ફરિશ્તાઓને હુકમ કર્યો તો ફરિશ્તાઓએ કહયું, કે ''તે વસ્તીમાં એક માણસ ઘણો જ ઈબાદત કરનાર છે.'' હુકમ થયો કે પુરી વસ્તીની સાથે તેને પણ હલાક કરી નાંખો. કારણ કે કોઈપણ ટાઈમે મારી નાફરમાની કરવા વાળાની નાફરમાનીથી તેના ચેહરા ઉપર કોઈપણ અસર થઈ નથી. ગુસ્સે થયો નથી. નારાજ થયો નથી. બીજી રિવાયતમાં છે કે બુરૂ કામ થઈ રહયું હોય અને તે કામને બદલવાની કોશીષ ન કરે તો નજીકમાં જ અલ્લાહપાક સર્વે લોકોને અઝાબમાં સંપડાવશે.

## મુસીબતો મરતબા–દરજાત ઉંચા કરવા માટે પણ હોય છે.

અગર કોઈ સવાલ કરે કે અમુક બુઝુર્ગો અને લોકો ગુનાહ કરતા નથી અને અલ્લાહનાં હુકમ પર ચાલે છે. અને પછી તે લોકો મુસીબતમાં કેમ સપડાય છે ? જવાબ:– મુસીબત જેવી રીતે બલાઓના માટે હોય છે એવીજ રીતે કોઈના માટે દરજાત ઉંચા કરવા અને ષવાબમાં વધારો કરવા માટે પણ હોય છે. એવા ફરમાબરદારો માટે મુસીબત રહમત બને છે. આયશા (રદી.) ફરમાવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે 'તાઉન(પ્લેગ) અઝાબ છે. જેનાં ઉપર ચાહું છું મોકલું છું. અને મુસલમાન માટે રહમત છે. પ્લેગ ફેલાઈ ગયો છતાં એવી વસ્તીમાં રહયો અને મરણ પામ્યો તો શહીદ થયો. ષવાબ સમજીને વસ્તીમાં રહયો.. મોત ન આવે તો પણ શહીદ.આયશા (રદી.) ધરતીકંપનું બયાન કરી રહયા હતા. અગર તોબા ન કરતે તો હલાક કરવામાં આવતે.

કોઈ માણસે પુછયું, શું ? મુસ્લિમ માટે પણ અઝાબ હોય છે ? જવાબ આપ્યો., નહિં. ઈમાનવાળા માટે નસીહત અને રહમત છે. અને કાફિરો માટે અઝાબ અને સજા છે. ઈસ્લામ મઝહબની બુનયાદ એ જ છે કે શીખો અને શીખવાડો. અમલ કરો અને કરાવો. સીધા રસ્તે ચાલો અને ચલાવો. જે રસુલથી સાંભળ્યું છે તે બીજાને પંહોચાડો. તમારામાંથી દરેક માણસ ચરવાહો છે. દરેક ઝિમ્મેદારને તેની રઈય્યત (પબ્લીક) નો સવાલ થશે કે ઝિમ્મેદારી પુરેપુરી નીભાવી કે નહી ?

આમ, અઝાબ આવવો એ પણ ગુનાહના કારણે જ છે. કામિલ મુસલમાનોનાં માટે ઉંચા મરતબા અને ગુનેહગારોને શિક્ષા અને બીજાઓ માટે નસીહત, અલ્લાહ તઆલા સહીહ વાત સમજાવવાની અને દરેકને પોતાના સ્વાર્થ વિના ખાસ અલ્લાહના માટે પંહોચાડવાની હિદાયત આપે.

## ઝબાનથી હલાકત

અલ્લાહપાકેડ ઝબાનની નેઅમત આપી કે બંદો અલ્લાહને યાદ કરે તસ્બીહ, તહલીલ, તહમીદ, કુર્આન મજીદ, દુરૂદ શરીફ પઢી દીન દુનિયામાં તરકકી કરે.

પરંતુ અફસોસ આજે એના ઉપર કાબુ નથી, બેફામ જેમ મન ફાવે બોલી પોતાની દુનિયા અને દીનને બરબાદ કરે છે. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે 'જે માણસ ઝબાન અને શરમગાહની હિફાઝત કરશે, હું તેને માટે જન્નતનો ઝામિન છું. (બુખારી શ.) ઝુબાનને કાબુમાં નહિં રાખવાથી અલ્લાહ ગુસ્સે થાય. રહમતના ફરિશ્તા દૂર થાય, બદદુઆ કરનારાની ઉપર બદદુઆઓ પડે. પછી હમો વિચાર કરીએ કે કામયાબી કેમ મળતી નથી.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે માણસ જયારે જુઠં બોલે છે ત્યારે ફરિશ્તાઓ તેના મુંહની બદબુથી એક માઈલ દૂર થઈ જા છે. (તિરમિઝી શ.) જયારે રહમતના ફરિશ્તાઓ એક માઈલ દૂર થઈ ગયા તો મુસીબતો આવવાનીજ. સવારથી સાંજ સુધી કેટલુ જુઠું બોલવામાં આવે છે.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે જયારે માણસ લઅનત ફિટકાર, બદદુઆ કરે છે. અને સામેવાળો એના લાયક નથી તો તે ફિટકાર કહેવાવાળાના ઉપર જ પડે છે. (તિરમિઝી શરીફ, અબુદાઉદ શરીફ)

વિચાર કરો, વાત વાતમાં કેટલી વાર માણસ આ પ્રમાણેની બદદુઆ કરે છે, અને માણસનો એવો ગુનાહ પણ હોતો નથી. તો એ બદદુઆ કહેવાવાળાના ઉપર પડવાથી અલ્લાહની રહમતના દરવાઝા પોતાના ઉપર જ બંધ કરી લીધા.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે, જયારે ફાસિક માણસની તારીફ કરવામાં આવે છે. અલ્લાહપાક ગુસ્સે થાય છે અને અલ્લાહનો અર્શ હાલી ઉઠે છે. (બયહકી) વિચાર કરો આજે મામુલી નફાની ખાતર પાંચ પચાસ રૂપીયાને કારણે ફાસિક ઝાલિમ લોકોની વાહ વાહ કરી માણસ અલ્લાહને નારાઝ કરે છે. ગુસ્સે હોય હઝાર ખુશામદ કરો હમારા કામો કેવી રીતે થવાના અને જયારે અલ્લાહ ગુસ્સે હોય અલ્લાહના તરફથી અઝાબો આવવાનાજ.

એ માટે જ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે 'સાત વર્ષની બંદગી કરતા (બોલબોલ કરવા સાથે) ચુપ રહેવું–ફર્ઝો અદા કરવા પછી– એ બહેતર છે. (બયહકી)



ઉમર ફારૂક (રદી.) એક દિવસ અબુ બક્ર સિદ્દીક (રદી.)ના ઘરે ગયા. તેવણ જીભ ખેંચી રહયા હતા. કે એ જીભ તેં મને ઘણો જ બરબાદ કર્યો, હલાક કર્યો (મુઅત્તા, ઈમામ માલિક રહ.)

ઈન્સાનની કામયાબી એમાં જ છે કે જીભને કાબુમાં રાખી દીની અને દુન્યવી ફાયદાઓ પ્રાપ્ત કરો, અઝાબથી બચો.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે 'માણસ એક શબ્દ બોલે છે અને તેને કંઈ મોટો સમજતો નથી પણ તે અલ્લાહને પસંદ આવી જાય તો અલ્લાહપાક તેને માટે જન્નતનો ફૈસલો કરે છે. અને એક બોલ બોલ્યો જે અલ્લાહને પસંદ નથી. (કોઈની ગીબત,ચુગલી,મઝાક) અને માણસ કંઈ પરવાહ પણ કરતો નથી. પણ અલ્લાહને પસંદ નહિં આવ્યો તો જહન્નમમાં નાંખી દેવામાં આવશે. એટલી ઉંડી ખીણ જેટલો ફાસલો પુર્વ અને પશ્ચિમમાં છે. (બુખારી શરીફ)

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે ' કયામતના દિવસે ઝલીલ માં ઝલીલ એ માણસ હશે, જે દુનિયામાં બે મોંઢા વાળો હતો.' (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

ચુગલી કરનારા, મુનાફિક કહેવત મુજબ જે બાજુનો પવન તે બાજુનું સુંપડું. રિવાયત છે કે 'ચુગલખોર માણસ જન્નતમાં જશે નહિં.' (બુખારી શરીફ)

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે દરેક ગુનેહગારને અલ્લાહ તરફથી માફી આપવામાં આવે છે. સિવાય કે જે માણસ ગુનાહ કરવા પછી તેનો લોકોમાં ફેલાવો કરે. (બીજાઓને પોતાના વિરૂધ્ધ ગવાહ બનાવી લીધા) અલ્લાહ તઆલાએ તો તેના ગુનાહની ઉપર પર્દો નાંખી દીધો હતો. (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

વિચાર કરો કે આજે કેવા લોકો છે કે જે ગુનાહો કરી તેને બીજાઓ સામે પોતાની મોટાઈ બતાવવા માટે ખુબ જ પ્રચાર કરે છે. એવા માણસની માફી નથી, સલામતી નથી, મુસીબતોમાં તે માણસ સપડાશે.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે ' આગમાં વધુ નાંખવાવાળી બે ચીજો છે. ૧. મોં અને ૨. શર્મગાહ. (તિરમિઝી શરીફ)

**ઝબાનની આફતો :**

૧. ગેર જરૂરી વાતો કરવી. એ ટાઈમને અલ્લાહની યાદમાં લગાડી શકતા હતા. એને બદલે ટાઈમ બરબાદ કરી પોતાના હિસાબને કયામતના દિવસે મુશ્કીલ બનાવી દીધો.

૨. ફુઝુલ વાત–જેનો નફો દુનિયા અને આખિરતમા કંઈ નથી.

૩. ગુનાહોમાં મશ્ગુલ થવું, ગીબત, ચુગ્લી, તોહમત, ઝીના, શરાબ સીનેમા વગેરેની વાતોમાં ટાઈમ ગુઝારવો.

૪. લડાઈ ઝઘડાઓમાં મશ્ગુલ રહેવું.

૫. વાતો બનાવી લોકોને પોતાની તરફ ખેંચી સમાજમાં મોટા બનવાની ફીક્ર.

૬. ગાળો ભાંડવી, બેશર્મીની વાતો કરવી.

૭. ઈન્સાન,જાનવર, પાણી હવાના માટે લાનતાન બદદુઆ કરવું જેનાથી માણસને પોતે પણ ઘણા વખતે ભોગવવું પડે છે.

૮. ખરાબ કવિતાઓ, શેર–શાઈરી, સીનેમાનાં ગાયનો, ગીતો ગાવવા.(જેનું બયાન વિગત પુર્વક રેડીયો, ગાયનમાં વાંચી ગયા છો.)

૯. ઠઠ્ઠા મશ્કરીમાં ટાઈમ ગુઝારવો. જે હરામ છે.

૧૦. લોકોના ભેડોને ઝાહિર કરવું.

૧૧. જૂઠ્ઠા વાયદાઓ કરવા.

૧૨. જૂઠ્ઠી વાતો, જૂઠ્ઠી કસમો ખાવી, જે હરામ છે. એહયાઉલ ઉલુમમાં ઈમામ ગઝાલી રહ. એ વિગત પુર્વક એનું બયાન કર્યું છે.

## આલિમોની બેઈઝઝતીનો અઝાબ

"નુઝહતુન્નાઝિરીન" ના લેખક આલિમોની બેઈઝઝતીના અઝાબોનું વર્ણન કરતા લખે છે કે "હુરૂમાતુલ્લાહ અને શઆઈરૂલ્લાહ"ની જે પ્રમાણે ઈઝઝત કરવી જોઈએ એ જ પ્રમાણે સાલેહ આલિમોની ઈઝઝત કરવી જોઈએ. તે માટે ફતવાની કિતાબોમાં લખ્યું કે આલિમોની બેઈઝઝતી ઈલ્મના કારણે હશે, તેનું ઈમાન ખત્મ થઈ જશે. તે કાફિર મુર્તદ બની જશે. તજદીદે ઈમાન અને તજદીદે નિકાહ ઝરૂરી થશે. (ફતાવા મહમુદીયા, ભાગ–૨, પેજ નંબર ૫૨૦ – ઈદારા સિદ્દીકીયહની છપાઈ). વ્યકિતગત તેનાં બુરા કામને કારણે બુરાઈ કરવું એ ઝહેર વાળું ગોશ્ત ખાવા બરાબર છે. અને ઝહેર વાળા ગોશ્ત ખાવાનો અસર બરબાદી વગર બીજું કંઈ નથી. જાહિલની ગીબત મરેલા જાનવરનો ગોશ્ત ખાવા બરાબર છે. એ પણ હરામ છે. પણ એ હલાક નહી કરશે. જયારે આલિમની ગીબતથી દીન અને દુનિયા બન્ને હલાક બરબાદ થઈ જશે. આજે આ વસ્તુ પ્રત્યે બિલકુલ ધ્યાન નથી. અગર આલિમ ખરાબ હોય તો તેની પોતાની ખરાબી છે. તેના ઈલ્મનો શું ગુનોહ છે ? ઘણા ડોકટરો વકીલો, દુકાનદારો, ચેરમેનો, સેક્રેટરીઓ, માલદારો, એજન્ટો ખરાબ છે. પરંતુ એ ખરાબી એની પોતાની છે. તેના હોદ્દાની કોઈ ખરાબી નથી. એવી જ રીતે આલિમો પણ સારા ખરાબ હોય શકે પરંતુ અમુકની લાઈન ખરાબ હોવાથી બધા ખરાબ નથી થઈ જતા. અને ઈલ્મની પણ કોઈ ખરાબી નથી. એ તો માણસની પોતાની ખરાબી છે. માટે આપણી જીભને



કાબુમાં રાખવી અત્યંત જરૂરી છે.

એક આલિમના ખરાબ કૃત્યોને સબબે દરેક આલિમને સંડોવવું એ અકકલ અને કુર્આન હદીષ શરીફ ની વિરૂધ્ધ હોવાની સાથે ઘણા જ સખ્ત અઝાબની ખીણમાં માણસને પંહોચાડી દે છે. એની ધમકી પણ આપવામાં આવી છે. હઝરત અલી (રદી.) કહે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું છે કે જયારે મારી ઉમ્મત આલિમોની દુશ્મની કરશે ઈમારતો ઉંચી ઉંચી બંધાવા લાગશે, માલ અને દૌલતને જોઈ શાદી–વિવાહ કરવામાં આવશે. (નિકાહમાં રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ દીનદારી જોવાનો હુકમ ફરમાવ્યો છે) ત્યારે અલ્લાહ તઆલા તેમના પર ચાર અઝાબો ઠોકી બેસાડશે. ૧. દુકાળ, ૨. હાકિમો તરફથી ઝુલ્મ, ૩. હાકિમના માણસો ખયાનત કરશે. અને ૪. દુશ્મનોના લગાતાર હુમલાઓ થતા રહેશે. (હાકિમ)

વિચાર કરો, આજે હમારો શોરબકોર જે છે તેના કારણો તો હમો પૈદા કરી રહયા છે. દુકાળ–દુશ્મનોના હુમલા કે જેનાંથી જાનમાલ, ઈઝઝત આબરૂ મહફુઝ નથી રહેતી, એ વધુ હમારા ખરાબ કામોનો નતીજો છે. જે મલી રહયો છે. આલિમો અને તેમની તકરીરોના ઉપર કેવા કેવા રીમાર્ક કરવામાં આવે છે. તેને લખવાની જરૂરત નથી.

અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.) બયાન કરે છે કે 'જે માણસે આલિમને તકલીફ આપી તેણે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને તકલીફ પંહોચાડી અને જેણે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને તકલીફ પંહોચાડી તેણે અલ્લાહને તકલીફ પંહોચાડી.' જયારે અલ્લાહને તકલીફ પંહોચી તો એ માણસની શું હાલત થશે ?

આલિમોને આજે કેટલી તકલીફ આપવામાં આવે છે. કાર્યકર્તાઓ તરફથી પોતાના સત્તાના નશામાં શું શું બીના બની રહી છે, પછી કહે કે અલ્લાહના તરફથી આફતો આવે છે.

બીજી હદીષમાં છે કે કુર્આન શરીફના ઉલુમના જાણકાર અલ્લાહના વલી (દોસ્ત) છે. જે માણસ આલિમોની દુશ્મની કરશે તો તે અલ્લાહથી દુશ્મની કરે છે. અને જે માણસ એમનાથી દોસ્તી કરે છે તો તે અલ્લાહથી દોસ્તી કરે છે. દુનિયાદારજ નહિ બલ્કે તે એહલે ઈલ્મ કે જેમના હાથોમાં સત્તા છે તેમની મહેફીલોમાં, મદ્રસાઓમાં રાત દિવસ કેવા કેવા કાબિલ લોકોને હેરાન પરેશાન કરવામાં આવે છે. ફકત એટલાજ માટે કે તેમની સત્તા ટકી રહે.

આ સત્તાના નશામાં ફકત જાહિલોજ સંડોવાયેલા નથી. પરંતુ ઘણા આલિમો પણ સંડોવાયેલા છે. ખાસ કરી જે આલિમો કોઈ સંસ્થામાં સુકાની હોદ્દેદાર છે હોદ્દાનો

નશો હઝમ થતો નથી. અને પોતાની સત્તાનો દૂર ઉપયોગ કરી ઘણી વાર સારા સારા મહેનતી આલિમોને પણ હેરાન કરે છે. અને બેઈઝઝતી પણ કરવાની ખબરો સાંભળી હશે. આ વસ્તુઓ સત્તા ટકાવવા માટે હોય છે. બીજું કારણ ઘણું જ ઓછુ છે અને કોઈપણ આલિમ પોતાની ઝિમ્મેદારી અદા ન કરતો હોય તો શરિઅતના કાયદા હેઠળ કામ કરવાથી, તેને અલગ કરવા, છુટો કરવા, તરકકી રોકવાથી શરિઅતના કાનુનો રોકતા નથી. તેમને અલગ કરી શકો છો પરંતુ બન્ને વસ્તુ જુડી છે. ૧. સંસ્થાનો કાયદો અને ૨. પોતાની સત્તા ટકાવી રાખવાનો. નં.–૧ જાઈઝ છે. નં.૨ – હરામ છે. આલિમ હોય કે જાહિલ, ઝાલિમથી વધુ દુઃખની બિના છે.

જે સંસ્થાઓ ઉલમાની પરેશાની દૂર કરવાની બાહેદરી આપતી હોય દીન ફેલાવવાની ઝિમ્મેદારી લેતી હોય તેવી જમાઅતોના અગ્રેસરો આ કામમાં મશ્ગુલ થાય તો દુઃખની બિના છે.

કહેવત મુજબ જયારે કુફ્ર કઅબાથી નીકળતો હોય તો મુસલમાની કયાંથી રહેવાની. જયારે રખેવાળ ચોરી કરે ત્યારે જમીનની હિફાઝત કયાંથી થવાની ? માટે રખેવાળોએ ઘણીજ સાવધાનીથી કામ કરવાની જરૂરત છે. તમારૂં જોઈ જાહેલોને તમારાથી વધુ જોશ આવશે. એ યાદ રાખશો અને ન બનવાના સંજોગ જયારે કોઈ જગ્યાએ બન્યા છે. તો તેમને કહેવામાં આવ્યું, ત્યારે દલીલોમાં આવી વસ્તુની રજુઆત કરે છે. અને આ નાસ્તીક, ખુદા–બેઝારીના જમાનામાં વિચાર કરી પગલું ભરો. નહિં તો ઉલમા તેમજ દીનદાર લોકો એમ જ સમજશે કે ઈલ્મે દીન ખરાબ ચીજ છે. તેનાથી હમો ઝલીલ થઈ રહયા છીએ. આવી ઝીલ્લત ઉઠાવવા પછી કેટલા લોકો પોતાની અવલાદને ઈલ્મે દીન શીખવવા મોકલશે ? માટે સત્તાનો નશો છોડી નમ્રતા પેદા કરી, દીનની ઉન્નતી માટે કામ કરવા પ્રયત્ન કરો.

બીજી હદીષમાં આવ્યું છે કે ' જે માણસ મારા વલીને સતાવે છે તો તે માણસને મારા તરફથી લડાઈનું ચેલેન્જ છે. યાદ રાખો કોઈ વલી પોતે દાવો નથી કરવાનો કે હુ વલી છું. એ પણ યાદ રાખો કે આલિમોમાં વલીઓ ન હશે તો કયાંથી વલીઓ આવવાના છે ? આજે એવા ભોલા ભાલા અલ્લાહવાળાઓનો શું હાલ થઈ રહયો છે અને તેમને કેવી કેવી પરેશાનીઓમાં મુકવામાં આવે છે.

અલ્લાહના રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે ' એવા માણસને અલ્લાહના તરફથી લડાઈનું ચેલેન્જ થાય છે. તો પછી આજના બડેખાં લોકો કયાં સુધી ટકી રહેવાના. ૧૯૪૭ પછી જે લોકો દેવબંદ, સહારનપુર, રાયપુર, નિઝામુદ્દીન, દહેલી ગયા છે. એમને જાણવા મળ્યું હશે કે ૧૯૪૭ પહેલાં જે જગ્યાઓનાં ઉપર બુઝુર્ગોની બે ઈઝઝતી થઈ હતી. ઉલમાનો હુર્યો બોલાવ્યો હતો, તે જગ્યાની ઉપર વસ્તીની વસ્તી સાફ થઈ ગઈ. જયારે અલ્લાહના તરફથી લડાઈનું ચેલેન્જ થાય



તો કોની તાકત છે ? અલ્લાહના આગળ દુનિયાની કોઈ વ્યકિત ટકકર લઈ શકવાની નથી.

વધુ ન લખતા એટલું લખીશ કે ઈખ્તિલાફ જુદી વાત છે અને બીજાની બેઈઝઝતી કરવી જુદી વાત છે. એક બીજાની બેઈઝઝતી કરવું હરામ છે. આજે પણ નમુના મવજુદ છે. મીસ્ર(ઈજીપ્ત) શામ, (સીરીયા) માં શું થઈ રહયું છે. ગુનોહ તો છે જ. પરંતુ આલિમોને જુઠી રીતે તોહમત લગાડીને ફાંસીના માંચડે ચઢાવવામાં આવે છે. અને પછી આપણે વિચારીએ છીએ કે અલ્લાહના તરફથી કેટલા સખ્ત અઝાબો આવી રહયા છે.

યાદ રાખો હજુ એનાથી સખ્ત અઝાબો આવશે. અગર એ જ હાલત હમારી ચાલુ રહી. ઈલ્મ અને અહલે ઈલ્મની બેકદ્રી થઈ રહી છે. એવી પણ જગ્યા આજે છે કે એક લાખનો મદ્રસો બાંધ્યો અને ઈમામનો પગાર ફકત ૨૦–૩૦–૪૦ રૂા. છે. આ શું છે ? વિચાર કરો અને આપણી હાલત બદલો.

આલિમો છે તો દુનિયા છે. જયારે ઈલ્મ ઉઠી જશે તો કયામત આવશે. ઈબ્ને અસાકિર લખે છે કે આલિમોની ગીબત કરવી એ ઝહરવાળું ગોશ્ત ખાવા બરાબર છે. જે માણસ પોતાની ઝુબાનથી આલિમોની ગીબત (બુરાઈ) કરે છે. અલ્લાહપાક મરવા પહેલાં તેનું દિલ મારી નાંખે છે. (નુઝહતુન્નાઝિરીન)

ઈમામ શાફિઈ અને ઈમામ અબુ હનીફા રહ. કહે છે કે આલિમો અલ્લાહના દોસ્ત ન હોય તો પછી કોણ બનશે ? (ભા. ૧ પાનું. ૬૫)

હસન બસ્રી (રદી.) થી રિવાયત છે કે અબુ બક્ર સિદ્દીક (રદી.) રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની બેઠકમાં હતા. બીજા સહાબા (રદી.) પણ બેઠા હતા. અલી (રદી.) આવ્યા. જગ્યા બિલકુલ ના હતી. હઝરત અબુ બક્ર (રદી.) ડબાય ગયા, અને અલી (રદી.) ને જગ્યા કરી આપી. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઘણા જ ખુશ થયા. અને ફરમાવ્યું કે કમાલ વાળા કમાલવાળાને ઓળખી શકે છે. આજે કમ અકલ બિન અનુભવી લોકોના હાથમાં હોદ્દાઓ આવી જવાથી એહલે ઈલ્મની કેટલી બધી બેકદ્રી, બેઈઝઝતી થઈ રહી છે.

ખેતી કરનાર સારી રીતે જાણે છે કે ભીલ–આદીવાસી મઝદૂરની જરૂરત છે. પરંતુ અફસોસ આજના મુસલમાનને ઈલ્મની ખેતી આબાદ કરનાર ઈમાનનું વાવેતર કરનાર, ઈમાનનું પાણી પીવડારનાર, ઈમાનની રખેવાલી કરનાર, હાફિઝ, મોઅઝઝીનની જરૂરત નથી. અગર કાર્યકર્તાઓની એજ હાલત રહી અલ્લાહની ગૈરત જોશમાં આવી આ થોડાક દીનના ઉલમાઓ જોવા મળે છે, તે પણ દેખાવાના નથી. માટે ઈમાન ઈસ્લામનો ઝંડો ફરકાવનારાઓની બેકદ્રીથી નીંદા નાલીસ સતાવવાથી નવા નવા કાયદાઓ કાઢી હેરાનગતી કરવાથી બચો.

## મજલિસમાં ગુનોહ થતો હોય તો ચુપ રહેનારાઓની ઉપર પણ ફિટકાર ઉતરે છે.

અબુ હુરયરહ (રદી.) રિવાયત કરે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે 'ઈમાન' (લા ઈલાહા ઈલ્લલ્લાહ પઢવાથી) અચાનક કત્લ કરવાથી રોકી દે છે. મુસલમાન એવુ કામ કરતો નથી.(અબુ દાઉદ શરીફ)

ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે 'જયારે કોઈ જગ્યાએ કોઈ માણસને ઝુલ્મથી કત્લ કરવામાં આવી રહયો હોય અને ત્યાં જે લોકો પાસે ઉભેલા હોય અને ખુનીને રોકયો નહી તો તેમના ઉપર લાઅનત ફીટકાર ઉતરે છે. તેમજ કોઈ માણસને જુલ્મથી માર મારવામાં આવતો હોય અને ત્યાં ભેગા થયેલા માણસોએ રોકયો નહિ તો ત્યાં જે લોકો જમા થયા છે તે સૌના ઉપર લાઅનત ઉતરે છે.' (તબરાની કબીર)

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે 'જહન્નમની આગ દુનિયાની આગ કરતા ૭૦ ઘણી વધારે ગરમ છે. તેમાંથી જે માણસ બીજા માણસને પોતાના હોદ્દાના જોર અથવા માલ આપી ખુન કરાવે છે. તો તે ઉશ્કેરનારની જહન્નમની આગના ૬૯ ટકા અને ખુનીને ૧ ટકો. (અહમદ) ધનીકો, હોદ્દેદારો જે અગ્રેસર ભાગ ભજવે છે વિચાર કરો.' આ ફાની જગતમાં છુટી ગયા. અલ્લાહના ત્યાં છુટવાના નથી.

એ માટે જ ખુનીને સજા સખ્તમાં સખ્ત કરવામાં આવી છે. અને પેપરોના વાંચનારા સારી રીતે જાણે છે, કે આજથી ૨૫ વર્ષ પહેલા ખુનીને સખ્ત સજા મળતી હતી, ત્યારે ખુનો ઘણાં ઓછા જ થતાં હતા. પરંતુ જયારે કાયદા હળવા કરવામાં આવ્યા તો ખુનોની સંખ્યા ખુબ વધી ગઈ છે.

અને ખુનીને ફાંસીની સજા નાબુદ કરવા માટેની વિચારણા યુરોપમાં થઈ. પરંતુ ચાલુ વર્ષે ૧૯૬૯ ઈ.સ. ના પેપરોમાં આવ્યું કે યુરોપ વાળાએ ફરી સજા કાયમ કરવા માટે ભલામણો કરી રહયા છે. કારણ કે દિવસે દિવસે ખુનમાં વધારો થઈ રહયો છે.

એ માટે જ ઈસ્લામી ગવરમેન્ટ ગુનેહગારને સખ્ત સજા આપે છે. અને રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ એક માણસના સિફારીશ કરવા ઉપર કહયુ કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની છોકરી પણ અગર આ ગુનોહ કરતે તો હું તેને પણ આ સખ્ત સજા આપત. (મુસ્લિમ શ., ભા. ૨)

એ માટે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું હદ–શિક્ષા જમીનના ઉપર ગુનેહગાર માટે કરવી એ ૩૦ દિવસ વરસાદ થવા કરતા બેહતર છે. બીજી એક રિવાયતમાં છે કે ૪૦ દિવસ વરસાદ વરસાવવા કરતા બેહતર છે.

(નસઈ શરીફ)



અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે જે માણસની સિફારીશ થી ગુનેહગારને સજા કરવામાં નહિ આવી તે માણસ અલ્લાહના સાથે દુશ્મની કરનાર છે. (અબુ દાઉદ શરીફ)

શિફારીસ ત્યારે થઈ શકે કે દાવો રજુ થયો નહિ હોય, પરંતુ જયારે (મઝલુમે) દવો કરી દીધો પછી સિફારીશ કરનાર અને જેનાં માટે સિફારીસ કરવામાં આવી છે, બન્ને ના ઉપર અલ્લાહની લઅનત.(માલિક રહ.)

## નાલાયક કાર્યકર્તાઓને અઝાબ માટે ઠોકી બેસાડવામાં આવ્યા છે. ઝમાનાને ગાળો ન ભાંડો.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ સાફ સાફ શબ્દોમાં ફરમાવ્યું છે કે જેવા તમો હશો એવા તમારા હાકિમો હશે. (મિશ્કાત) અગર આપણે એમ પસંદ કરતા હોઈએ કે ઈનસાફ કરનાર માણસોના હાથમાં હુકુમતની લગામ હોય તો એનો ઘણો જ સારો ઈલાજ એ છે કે આપણે નેક બની જઈએ.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે 'હું અલ્લાહ છું, મારા વગર કોઈ ઈબાદતને લાયક નથી બાદશાહોનો માલિક છું અને બાદશાહોનો બાદશાહ છું. બાદશાહોના દિલ મારા હાથમાં છે. બંદાઓ જયારે મારી ફરમાબરદારી કરે છે તો બાદશાહના દિલ લોકોના ઉપર મુહબ્બત અને રહમત તરફ ફેરવી આપું છું. અને જયારે મારી નાફરમાની કરે તો હું બાદશાહોના દિલ ગુસ્સો અને બદલો લેવા માટે ફેરવી આપું છું. હાકિમો સખ્ત અઝાબ અને મુસીબતમાં તમને મુકે ત્યારે  એ માટે તમે બાદશાહો પર બદદુઆ કરવાને બદલે મારી યાદના તરફ ધ્યાન આપો. અને મારા તરફ આજિઝીની સાથે આવો.હું તમારી બધી જ મુસીબતો દૂર કરીશ.' આ પ્રકારના મઝમુન અમુક રિવાયતોમાં આવ્યા છે. (મિશ્કાત શરીફ)

દુઆમાં છે કે અલ્લાહ અમારા ગુનાહોના કારણે એવા લોકોને મુસલ્લત ન કરે જે અમારા ઉપર રહમ ન કરે. એવી જ રીતે અમે ઝાલિમોના ઉપર તેમના કરતુતોને સબબે હાકિમ બનાવીએ છીએ. (સુરએ અનઆમ રૂ.૧૫) એની તફસીરમાં અમુક મતો છે. જલાલૈન શરીફ વાળાએ એ જ તફસીર પસંદ કીધી છે. હઝરત કતાદહ (રદી.) ફરમાવે છે કે ઝાલિમ જીન્નાતને ઝાલિમ ઈન્સાનોનાં ઉપર મુસલ્લત કરી દે છે. અઅમશ ફરમાવે છે કે જયારે કામો ખરાબ (ગુનાહો વધે છે) થઈ જાય છે તો બુરા લોકોને હાકિમ બનાવીએ છીએ. હઝરત ઉમર (રદી.) એ મને બયાન કીધુ કે હઝરત ઈસા અ.સ.ને હઝરત મુસા અ.સ. એ ' કહયુ કે મે અલ્લાહથી પુંછયુ કે લોકોથી તમારા રાજી થવાની શું અલામત (નિશાની) છે ? ઈરશાદ થયો કે 'ખેતીની વાવણી વખતે

વરસાદ મોકલું અને પાક તૈયાર થઈ જાય તે ટાઈમે વરસાદ રોકી લઉં, તે લોકોના ઈન્તિઝામી કામો નરમ સ્વભાવના લોકોના હવાલે કરૂં અને માલોને સખી લોકોને સોંપુ.' પુછયું તમારા નારાઝ હોવાની શું અલામત છે? ' અલ્લાહે ફરમાવ્યું કે ખેતી વાવવાના ટાઈમે વરસાદ રોકી લઉં અને ખેતી કાપવાના ટાઈમે વરસાદ વરસાવું અને ઈન્તિઝામી કામો બેવકુફ લોકોના હવાલે કરૂં છું.' રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે ' નેક કામો નો હુકમ કરો અને બુરી વાતોથી રોકો. નહિં તો અલ્લાહ તઆલા બુરા લોકોને તમારા હાકિમ બનાવી દેશે. પછી તમારા માંથી સારા લોકો પણ દુઆ કરશે તો દુઆ કબુલ થશે નહિં.' (જામિઅ સગીર)

મુસલમાનનો અકીદો અને ઈમાન છે કે અલ્લાહના હુકમ વગર એક પાંદડુ પણ હલતુ નથી. અંધારી રાતોમાં પત્થરની ઉપર કીડી ચાલે છે તે પણ અલ્લાહ પાક જોવે છે. અને તેની અવાજ ને પણ સાંભળે છે. અને દુનિયામાં જે કંઈ થઈ રહયું છે. અલ્લાહ સૌ જાણે છે,અને એ માટે જ જયારે દીલ્લીના ઉપર નાદિર શાહ બાદશાહ હુમલો કરી આવ્યો અને દીલ્લીને બરબાદ કરી દીધી તો તે વખતના બુઝુર્ગોએ કહયું અમારા બુરા કામોએ નાદિર શાહની શકલમાં આવી અમોને બરબાદ કરી દીધા. હદીષમાં છે કે અલ્લાહપાક એમ કહે છે કે ઝમાનાને  ગાળોના આપો. હું પોતે જ જમાનો છું. (મિશ્કાત શરીફ) ચાંદ, સુરજ, આસમાન, ઝમીન, સર્વે તે જ છે અમારા રહમત લાવનાર કામો ખત્મ થઈ ગયા. એ માટે જ અઝાબો આવી રહયા છે. એ અઝાબો અલ્લાહના હુકમથી આવી રહયા છે. કોઈ ચીજ પણ મુસલમાનોને નુકસાન નથી પંહોચાડી શકતી. અલ્લાહે ફરમાવ્યું જમીન અને આસમાનમાં જે કંઈ છે તમારા માટે જ પૈદા કર્યુ છે. આ પાણી હવા પરંતુ અમોએ માર્ગ છોડી દીધો છે. તો જે ચીજો અમારી ફરમાબરદાર હતી તેને હાનિકારક બનાવી દેવામાં આવી છે.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે ' દિલો અલ્લાહના કબઝામાં છે,જેમ ચાહે અલ્લાહ ફેરવે છે.' (મિશ્કાત શરીફ) બીજી રિવાયતમાં આવે છે કે પીછું જંગલમાં હોય, હવા તેને આમ તેમ ફેરવે છે. એ જ પ્રમાણે અલ્લાહ તઆલા દિલોને ફેરવે છે. આજે જે હાકિમો ગવર્નમેન્ટને ખરાબ કરી રહયા છે. યાદ રાખો એ ખરાબ નથી. અને જે છે એ તો અલ્લાહના હુકમનો તાબેઅ છે. જેવી રીતે ટપાલીનું કામ કાગળો પંહોચાડવાનું છે, અલ્લાહને ત્યાંથી જે હુકમ થશે શબેબરાતના જે ચોપડામાં લખાશે અને સબેકદ્રમાં જેની મહોર મારવામાં આવશે. એ જ કરવાના છે. એથી વધુની સત્તા નથી. એ અમારૂં ઈમાન છે. તેમને ગાળો ભાંડવાથી કંઈ પણ થવાનું નથી. અલ્લાહને રાઝી કરો તો સર્વે થીક થઈ જશે.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી રિવાયત છે કે "આ ઉમ્મત અલ્લાહની રહેમતના સાયા નીચે રહેશે. જયાં સુધી એમના કારી (ઉલમા) લોકો માલદારોની પાસે નહિં જાય. જયાં સુધી ઉમ્મતના બુરા અને ખરાબ ચાલના લોકોની



તારીફ નહિં કરે, જયાં સુધી ઉમ્મતનાં સારા લોકો ખરાબ લોકોને ઝલીલ ન કરે, જયારે એ કામો કરશે તો હું મારી રહમત ઉઠાવી લઈશ. અને ઝાલિમ લોકોને એ લોકોના ઉપર મુકર્રર કરી દઈશ. જે સખ્ત (અઝાબ) શીક્ષા આપશે. ભુખ અને ફકીરીમાં લોકોને મુકી દઈશ.'

અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે અલ્લાહ રાઝી હોય તો કાર્યકર્તાઓ સારા મુકર્રર કરે છે. અલ્લાહ નારાઝ હોય તો કાર્યકર્તાઓ સારા મુકતા નથી. અમુક કિતાબોમાં લખ્યું છે કે જયારે મને માનનારા લોકો મારી નાફરમાની કરે છે તો હું એવા લોકોને એમના ઉપર મુકર્રર કરી દઈશ કે જે મને ઓળખતા નથી. નાસ્તીક, નેચરી, કાફિર, મુશ્રીકને લોકોના ઉપર હાકિમ બનાવી દઈશ. (નુઝહતુન્નાઝિરીન)

સમય ઝમાનો નુબુવ્વતના ઝમાનાથી કેટલો દૂર થશે. ફિત્નાના કારણો વધુને વધુ પૈદા થશે.

## ભવિષ્ય ભૂતકાળથી કથન આવશે.

જાબિર બિન અદી (રદી.) થી રિવાયત છે કે ' લોકો અનસ બિન માલિક (રદી.)ની પાસે ગયા અને હજ્જાજ ઝુલ્મ કરતો હતો તેને વર્ણન કરવા લાગ્યા. તો તેમને કહયું સબ્ર કરો કારણ કે હવે પછીનો જે ટાઈમ આવવાનો છે તે આ હજ્જાજના ટાઈમ કરતા ખરાબ જ આવવાનો છે. અહીંયા સુધી કે તમો તમારા રબ અલ્લાહની મુલાકાત કરો. આ વાતને રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી સાંભળી છે. (બુખારી શરીફ)

હજ્જાજનો ઈતિહાસ વાંચનાર કોણ નથી જાણતું જેણે ૧ લાખથી વધુ માણસોના ખુન કર્યા છે. જે લોકો મુસલમાન હતા તાબેઈન અને સહાબી હતા. જવાબ શું મળ્યો સબ્ર કરો. લોકોથી શીકવા શિકાયત છોડી અલ્લાહના તરફ ધ્યાન આપો. ત્યાં સુધી અમારી મુસીબતો દૂર થવાની નથી.

એક બુઝુર્ગ ના સામે કોઈ માણસ ઝાલિમ હજ્જાજ બિન યુસુફ માટે બદદુઆ કરવા લાગ્યો. બુઝુર્ગે ફરમાવ્યું કે 'એ જે કંઈ થઈ રહયું છે તમારા કામોનો નતીજો છે. મને બીક છે કે હજ્જાજ ઝાલિમ મરણ પામે તો તમારા ઉપર વાંદરાઓ અને સુવ્વરોને હાકિમ બનાવવામાં ન આવે.' (મકાશીતે હસનાહ) 'જેવા તમારા કામો એવા તમારા હાકિમો'. તો મશ્હુર છે અર્થ ' જેવા તમારા કામો હશે એવા જ તમારા ઉપર હુકુમત કરનાર હશે. સુવ્વર વાંદરાની આદતો વાળા બેશર્મ, બેહયા, લાલચ વાળા લોકોને તમારા ઉપર હાકિમ બનાવી દેવામાં આવશે. જે મુજબની પરેશાનીઓ મુસીબતો

અમારા ઉપર ઉતરી રહી છે અને મુસલમાનો એમાં સંડોવાયેલા છે. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મુબારક સુચનમાં એ બધી બાબતો પર ચેતવણી મળે છે. હદીષની કિતાબો એ વિષયથી ભરપુર છે. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે દુનિયામાં અલ્લાહની નાફરમાનીઓ મુસીબતોનું કારણ છે. અને નેક કૃત્યો દુનિયામાં ફલાહ(કામયાબી) અને સલામતી ના કારણો છે.

એક હદીષમાં છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કયામત જેમ પાસે આવશે એવો ટાઈમ આવશે કે લોકો કબ્રસ્તાનમાં જઈ કબ્રોની ઉપર આળોતશે. અને કહેશે કે હું મરી ગયો હોત તો સારૂં થત. સહાબાએ પુંછયું 'એટલી બધી મુસીબતો આવશે ?' રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું 'ઘણી જ મુસીબતો આવશે. સહાબા પાક અને સાચા મુસલમાન હતા. સમજયા દીનને માટે મુસીબતો આવશે. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું 'નહિં દુનિયાની એ મુસીબતો હશે.' (મુસ્લિમ શરીફ) ખાવાની પીવાની, મકાનોની, દવા દારૂની, મુસીબતો અમો રાત દિવસ જોઈ રહયા છે. હવે તો યકીન પૈદા કરો કે આ આપણા કામોનો નતીજો છે. અને ઝિંદગી સુધારવાની ફીક્રમાં લાગી જઈ અલ્લાહની ફરમાબરદારી કરી અલ્લાહને રાઝી કરવાની કોશીશ કરીએ.

બીજી એક રિવાયતમાં છે કે જયારે અલ્લાહ તઆલા કોઈ કૌમની કામયાબી નો વિચાર કરે છે ત્યારે નરમ સ્વભાવના અને સહનશકિતવારા લોકોને તે કૌમનું સુકાન સોંપે છે. (ગુસ્સામાં બેકાબુ નહિ થાય) અને માલ સખી લોકોના હવાલે કરે છે. તેની સખાવતથી લોકોને ફાયદો થાય છે. અને જયારે કોઈ કૌમને નુકસાન કરવા માંગે છે તો બેવકુફ લોકોને હાકિમ બનાવે છે. અને જાહીલોના હાથમાં ફેસલાઓ સોંપે છે. અને માલ બખીલ લોકોને સોંપે છે.

બીજી હદીષમાં છે કે જયારે અલ્લાહ તઆલા કોઈ કૌમના ઉપર ગુસ્સે થાય છે. ત્યારે છેલ્લો અઝાબ ધરતીકંપ તેમજ શકલો સુરતનું બદલાય જવું નથી પણ મોંઘવારી વધારી આપે છે, વરસાદ રોકી લે છે અને બુરા લોકોને હાકિમ બનાવી દે છે. એક હદીષમાં છે કે ' હું જયારે કોઈ કૌમના ઉપર ગુસ્સે થાઉં છું બીજી કૌમ જેના ઉપર મારો ગુસ્સો હોય છે તેઓને અઝાબ દઈ જહન્નમમાં નાંખી દઉં છું. એ માટે જ હદીષમાં છે કે હાકિમોને ગાળો ના આપો. પરંતુ તેમના માટે સારી ભલાઈની દુઆ કરો. એમના પ્યારા અને નેક હોવામાં તમારી ભલાઈ છે.'(તબરાની) બીજી રિવાયતમાં છે કે' તમારા દિલોને બાદશાહ હાકિમોને ગાળો આપવામાં મશ્ગુલ ન કરો. પરંતુ અલ્લાહના તરફ ધ્યાન લગાડો. અને તેના નેક થવાની દુઆ કરો. અલ્લાહ તઆલા તે લોકોના દિલોને તમારા માટે મહેરબાન બનાવી દેશે.'એ માટેજ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે હું પોતે જમાનો છું હું જેમ ચાંહુ તેમ દુનિયામાં કરૂં છું. (મુસ્લિમ શરીફ ભા.ર) બીજી હદીષમાં છે કે દિલ અલ્લાહના કબજામાં છે જેમ



ચાહે તેમ ફેરવે. (મિશ્કાત શ.) હમો જેને આજે દુશ્મન સમજી રહયા છે અલ્લાહ ચાહે તેના દિલોને અમારા માટે શફીક મહેરબાન બનાવી દે. બીજી રિવાયતમાં છે કે જંગલમાં જેમ પીછું હોય છે થોડી હવાથી પણ તે પલટાય છે. એવી જ રીતે અલ્લાહ પાક દિલોને બદલે છે. (મિશ્કાત શ., ભા–૧, પાનું. ૧૪) તેથી ઝાલિમ હાકિમોને બુરૂ ભલુ કહેવું છોડી તેમજ તેમને દુશ્મન સમજવું છોડી અમો અમારી કામની ઈસ્લાહમાં મંદી પડીએ. ઉમ્મીદ છે કે કામ સારા થઈ જશે તો અલ્લાહ પાક ઝાલિમ હાકિમોને હમારા ઉપર મહેરબાન બનાવી દેશે.

## જે ઘરમાં ફોટા હોય ત્યાં અલ્લાહની રહમત નથી આવતી.

મુસલમાન કુર્આન અને હદીષના શિક્ષણ વિરૂધ્ધ જઈ રહયો છે. તેમાં ઘણું જ મહત્વ આજે ફોટાઓનું છે. માણસ પોતાના બાળ બચ્ચાઓના, દોસ્તોના, સગા સંબંધીઓના ફોટાને શોભા સમજી ઘરમાં લટકાવે અથવા પરદેશ રહેતા ભાઈઓ પોતાના માં–બાપના ઉપર ફોટા પડાવી વારંવાર મોકલતા રહે છે.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે ' એવા ઘરોમાં ફરિશ્તાઓ નથી આવતા. રહમતના ફરિશ્તાઓથી એવા ઘરો મહરૂમ થઈ જાય છે.

મયમુનહ (રદી.) ફરમાવે છે કે ' એક સવારમાં રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ગમગીન સોચ વિચારમાં ડુબેલા જોયા. મે પુંછયું અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આજે કઈ પરેશાન માલુમ થઈ રહયા છો.' રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું 'જિબ્રઈલ અલ. એ મને ગઈ રાત્રે આવવાનો વાયદો કર્યો હતો પરંતુ આવ્યા નહિં. કોઈ પણ વાર એવુ બન્યુ ન હોય કે વાયદો કર્યો હોય ને આવ્યા ન હોય.' તે દિવસ પુરો વિતી ગયો અને રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ પરેશાનીમાં દિવસ પસાર કર્યો.

પછી રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને વિચાર આવ્યો કે ઘરમાં કંઈ એવુ તો નથી જેનાથી જિબ્રઈલ અલ. આવ્યા ન હોય ? એક કુતરાનું બચ્ચુ એક બાજુ ઘરના ખુણામાં હતું. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ કુતરાના બચ્ચાને બહાર કાઢયો. તે જગ્યાને રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ પોતાના હાથ મુબારકથી સાફ કરી.

ત્યારે જિબ્રઈલ અલ. આવ્યા. પુંછયું કે તમે ગઈ રાત્રે આવવાનો વાયદો કર્યો હતો પછી કેમ ના આવ્યા ?

જીબ્રઈલ અલ. એ કહયું હાં વાયદો કર્યો હતો પરંતુ અમે એવી જગ્યાએ જતા નથી જયાં કુતરા હોય, (જરૂરત હોય ત્યાં રાખવા જાઈઝ છે. જેમકે ખેતીવાડી, જાનવરોની સાચવણી વગેરે.) અને જયાં ફોટાઓ હોય. (મુસ્લિમ શરીફ ભા–૨, પાનું–૧૯૯)

આયશા (રદી.)ની રિવાયતમાં એટલુ વધારે છે કે અલ્લાહ અને તેના રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વાયદા ખિલાફી કરતા નથી. તો રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સોચમાં મંદી પડયા કે શું છે ? ઉપરના રિવાયત થી સાબિત થયું કે ઘરમાં ફોટાઓ,કુતરાઓ હોય છે ત્યાં રહમતના ફરિશ્તાઓ નથી આવતા.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી વધુ ઈઝઝત અને બરકતવારો માણસ કોણ હશે. વાયદો કરવા છતાં નહિ આવ્યા. ફરિશ્તાઓને ફોટાઓથી એટલી બધી નફરત છે.

ફોટો ગ્રાફર તેમજ ફોટો પડાવવા વાળો અલ્લાહની સિફતે ખલ્ક (પેદાઈશ)ની સાથે પોતાની સરખામણી કરવા માંગે છે. અને જે માણસ અલ્લાહની કોઈ સિફત સાથે સરખામણી કરે એનાથી પાપી માણસ કોણ હોય શકે ?

એ માટે જ હદીષ શરીફમાં આવ્યું છે કે આયશા (રદી.)નું ફરમાન છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે' લોકોમાં સખ્તમાં સખ્ત અઝાબ કયામતના દિવસે તે લોકોને થશે જે અલ્લાહની સિફતે ખલ્કના સાથે મુશાબહત કરે છે. (મુસ્લિમ શરીફ ભાગ–૨ પાનું–૨૦૦)

આયશા (રદી.)થી રિવાયત છે કે આ ફોટાવાળાઓને શિક્ષા આપવામાં આવશે. અને કહેવામાં આવશે કે આ ફોટાઓમાં રૂહ,જીવ નાંખો. અને ફરમાવ્યુ કે જે ઘરોમાં ફોટાઓ હોય છે ત્યા ફરિશ્તાઓ જતા નથી. (મુસ્લિમ શરીફ પાનુ.૨૦૧ ભાગ ૨) નવવી શરહે મુસ્લિમ શરીફ માં લખે છે કે ''જીવ નાખો'', એ લોકોને આજિઝ કરવા માટે હશે કારણ કે એ શકિત તો અલ્લાહ સિવાય કોઈનીજ નથી.

અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે મે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી સાંભળ્યુ છેકે એ ફોટાઓને જીવ આપવામા આવશે અને એ ફોટાઓ ફોટુગ્રાફરને અઝાબ આપશે. અને જો ફોટુગ્રાફરનો ધંધો જ કરવો હોય તો બિન જીવ (જીવ વગરની ) વસ્તુ ના ફોટા પાડો. (મુસ્લિમ શરીફ ભા.૨ પાનું ૨૦૨)

અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.) રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી રિવાયત કરે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ થી સાંભળ્યુ છે કે 'જે માણસ દુનીયામાં ફોટો પાડે છે તે લોકોને હુકમ કરવામાં આવશે કે ફોટાઓ મા (જીવ) રૂહ નાંખો અને તે લોકો નાખી શકવાના નથી જ. (મુસ્લિમ શરીફ)

અબુ હુરયરહ (રદી.) થી રિવાયત છે કે જયારે મરવાનના ઘરમાં ફોટાઓ



જોયા મેં રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ થી સાંભળ્યુ છે કે ફરમાવી રહયા હતા કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે એનાથી વધુ ઝાલિમ કોણ હશે ? જે અલ્લાહ ની સીફતે ખલ્કથી મુશાબહત કરવા માંગે છે. (એટલે ફોટોગ્રાફર)

અગર તમારામાં તાકાત હોય તો એક દાણો જુવાર વગેરે નો બનાવો .(મુસ્લિમ શરીફ, ભાગ.૨, પાનું. ૨૦૨) એ બનાવ્વાની તાકાત નથી તો પછી જાનદાર નો ફોટાઓ શા માટે બનાવો છો ?

આયશા (રદી.) થી રિવાયત છે ક કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ દાખલ થઈ રહયા હતા. દરવાજા સામે ની દીવારના ઉપર પર્દો હતો જેમા જાનદારનો ફોટો હતો રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ પર્દાને ચીડી નાખ્યો અને ફરમાવ્યુ કે લોકોમાં સખ્ત અઝાબ કયામતના દીવસે તે લોકોને થશે, જેલોકો સિફતે ખલ્ક ની સાથે મુશાબહત કરે છે.(મુસ્લિમ શરીફ, ભાગ–૨, પાનુ –૨૦૦)

બીજી રિવાયતમાં છેકે જે ઘરમાં ફોટાઓ હોય છે તે ઘરમાં ફરિશ્તાઓ દાખલ થતા નથી. વિચારવા જેવી બાબત છે કે રહમત ના ફરિશ્તાઓથી ઘરમાં બરકતો આવે છે તે ઘરોમા ખૈર, બરકત, નેકી, મુહબ્બત, સબ્ર, રહમત, દરગુઝર ઈન્સાની હકો અદા કરવાની તવફીક કયાં થાય ? એ માટેજ રાત દીવસ જોવામા આવે છે કે આજે જે ઘરના વડીલો કુર્આન શરીફ ની તિલાવત તસ્બીહો પઢતા હતા ત્યા આજે એક બુરાઈ ઓ ના કારણે નેકી ના બદલે ગુનાહોજ થઈ રહયા છે અને કયામત નો અઝાબ તો માથા ની ઉપર જ ઉભો છે અને દુનિયા મા જે રાત દીવસ નુકસાન, તેમજ કત્લ, લુટ બેઈઝઝતી મુસ્લિમ કોમ ની થઈ રહી છે. એને જોઈ રહયા છીએ છતા આ હાલત સુધારવાની કોશીષ નથી કરતા.

ઉલ્મા એ ઉપરોકત હદીષોનાં આધારે ફરમાવ્યુ છે કે જાનદારનું ફોટુ પાડવુ પડાવવુ હરામ છે અને સખ્ત મા સખ્ત ગુનોહ થશે અને દુનિયા મા રહમતના દરવાજાઓ બંધ થયા તો મુસીબતો દીવસે દીવસે આવવાની જ, અને દીવસે દીવસે એ બિમારી નો ઈલાજ ન થવાથી મુસીબતો વધશે જે રાત દીવસ જોઈ રહયા છીએ.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અલ્લાહ ના ઘર કઅબતુલ્લાહ શરીફ માં પણ દાખલ નહી થયા. જયા સુધી ફોટાઓ અને મુર્તીઓ હતી હઝરત ઉમર(રદી.) ને કહયુ કે એને મીટાવી દો જયારે બધાજ ફોટાઓ(મુર્તીઓ) ખત્મ કરી દેવામા આવ્યા ત્યારે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ કઅબા શરીફ માં દાખલ થયા. (અબુ દાઉદ શરીફ, ભા–૨, પાનુ ૨૧૭)

હઝરત અલી (રદી.) થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે ફરિશ્તાઓ એ ઘરમાં નથી જતા જે ઘરમાં ફોટાઓ તેમજ કુતરો તેમજ ગુસલ ની હાજત વારો મર્દ અથવા ઔરત હોય (નમાઝ નો ટાઈમ આવી જવા

છતા પણ ગુસલ ન કરે.)(અબુ દાઉદ શરીફ ભા. ૨ પાનુ ૨૧૬) અયની શરહે બુખારી શરીફ, નવવી શરહે મુસ્લિમ શરીફ માં લખ્યુ છેકે જે ફરિશ્તા ઈન્સાન માટે રહમતની તેમજ મગફીરતની દુઆ કરે છે, તે નથી આવતા.

આજે શુ હાલત છે? ગુસલ ની હાજત વાળો માણસ નમાઝ નો ટાઈમ થઈ જવા પછી પણ ગુસલ નથી કરતો. સુર્ય નીકળી જાય છે. ત્યાર બાદ ૮ કલાકે સવારે ઉઠવાની ટેવ પડી હોય છે. અલ્લાહની લાઅનત,ફીટકાર . રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની બદ–દુઆવાળા કામો રાત દીવસ થઈ રહયા છે.પછી શોર બકોર કરે છે કે મુસીબતો કયાંથી આવી ?

હમારા વદીલો તો એવા હતા કે અલ્લાહ ની લાઅનત અને ફીટકારની જગ્યાઓથી દુર રહેતા હતા. હઝરત ઉમર (રદી.) કાફીરો ના ઘરે પણ નથી ગયા કે જેમા ફોટાઓ હતા. અબુ વાઈલ (રદી.) કહે છે કે 'હુ હઝરત ઉમર (રદી.)ની સાથે શામ લડાઈમા હતો એક જગ્યા એ થોભ્યા ત્યાં નો સરદાર આવ્યો, અને આવી સજદો કર્યો ઉમર (રદી.) પુછયું આ સજદો કેવો ? જવાબ આપ્યો અમો અમારા સરદાર સાથે એમ કરીએ છીએ, ઉમર (રદી.) એ જવાબ આપ્યો  સિજદો તેજ અલ્લાહ ને લાયક છે જેણે આપણને પૈદા કર્યા. ત્યાર બાદ સરદારે વિનંતી કીધી કે મેં તમારા માટે ખાવુ તૈયાર કરાવ્યુ છે. માટે મારા ઘરે ચાલો ઉમર (રદી.)એ પુછયુ કે તારા ઘરમાં ફોટા તો નથી ને ? જવાબ આપ્યો કે 'છે'. ઉમર (રદી.) એ કહયુકે અમો એ ઘરમાં નથી જતા, જે ઘર માં ફોટો હોય, ખાવુ અહિયા મોકલી આપો. તેણે મોકલાવ્યું, અને ઉમર (રદી.) એ ખાધુ (હાકિમ) તેથી ફોટાઓથી બચો અને એવા મકાનો જયાં આવી લઅનત હોય ત્યાંથી પણ દૂર રહો.

**'ઘુંટીથી નીચે ઈજાર, પાટલુન, લુંગી પહેરનાર અલ્લાહની રહમતથી દૂર છે.'**

અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ થી રિવાયત કરે છે કે અલ્લાહ પાક એવા માણસની તરફ જોતા પણ નથી જે માણસ પોતાનો ડ્રેસને મોટાઈ દેખાડવા લાંબુ રાખે છે. (મુસ્લિમ શરીફ, ભા.૨, પાનું નં.૧૯૪)

ઈમામ નવવી શારેહે મુસ્લિમ શરીફ લખે છે કે ન જોવું એટલે તેના ઉપર રહમત નહિ કરશે. રહમતની નઝરથી નહિ જોશે. વિચાર કરો, જયારે અલ્લાહપાક એવા માણસોના ઉપર રહમ નહિ કરશે તો પછી દુનિયાવાળો કોણ માણસ તેને અલ્લાહની પકડથી અઝાબથી બચાવી શકશે ?



અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) ફરમાવે છે કે 'મારી ઈઝાર(લુંગી) કંઈ નીચે હતી. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે ઉંચી કર ? મેં ઉંચી કરી. તેમના શાગીર્દે પુછયું કેટલી ઉંચી ? જવાબ આપ્યો, અર્ધી પીંડલી સુધી.'

અબુ હુરયરહ (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફમાવયું કે ' એક માણસ સારાં કપડાં પહેરી તકબ્બુર, મોટાઈથી ચાલી રહયો હતો તો અલ્લાહ પાક તે માણસને કયામત સુધી ઝમીનમાં ધસાવતો રહેશે. (મુસ્લિમ શરીફ, ભા.૨, પાનું ૧૯૫)

વિચાર કરો, તકબ્બુર, મોટાઈની ચાલ અલ્લાહને પસંદ નહિ આવી તો અલ્લાહનો અઝાબ દુનિયામાં જ આવ્યો.

એ માટે જ ઉલમાએ લખ્યું છે કે ઈઝાર, પાટલુન, કુર્તો, લુંગી ઘુંટીથી નીચે રાખવું મકરૂહે તહરીમી છે. અને એવી હાલતમાં નમાઝ પઢવું પણ મકરૂહે તહરીમી છે. અને જમીનનાં ઉપર નાપાકી પડેલી હશે તો કપડું નાપાક થવાથી નમાઝ પણ દુરૂસ્ત થશે નહિં.

અબુ સઈદ ખુદરી (રદી.) ફરમાવે છે કે મુસલમાનોની ઈઝાર અર્ધી પીંડલી(મર્દો માટે) પર હોય છે. ઘુંટી સુધી જાઈઝ છે એનાથી નીચે જેની ઈઝાર હશે તે માણસ આગમાં જશે અને અલલહ પાક તેના તરફ રહમતની નજરથી જોશે નહિં. (અબુ દાઉદ શરીફ)

ઔરતના માટે ઘુંટીથી નીચી ઈઝાર, બુર્ખો વિગેરે જાઈઝ છે. ઔરતના માટે ઉપલો હુકમ લાગુ પડશે નહિં.

અબુ હુરૈયરહ (રદી.)થી રિવાયત છે કે એક માણસની ઈઝાર ઘુંટીથી નીચે હતી. તેણે નમાજ પઢી. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પાસે આવ્યો. ફરમાવ્યું 'જા, તુ વુઝુ કર. તે માણસ ગયો અને વુઝુ કરી પાછો આવ્યો. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું, પાછો જા, વુઝુ કર. બીજો એક માણસ ત્યાં બેઠો હતો તેમણે પુછયું રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ શું છે ? રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ થોડીકવાર ચુપ રહયા. ત્યાર બાદ ફરમાવ્યું કે આ માણસ નમાઝ પઢી રહયોહતો અને ઈઝાર નીચી હતી. નીચી ઈઝારવાળા માણસની નમાઝને અલ્લાહ પાક કુબુલ નથી ફરમાવતા. (અબુ દાઉદ શ., ભા.૨, પાનું ૨૦૯)

અબુઝર (રદી.) રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી રિવાયત કરે છે કે ત્રણ માણસોથી અલ્લાહ તઆલા વાત કરશે નહિં. અને કયામતના દિવસે તેમના તરફ નઝર પણ ફરમાવશે નહિં. અને તેમને ગુનાહોથી પાક સાફ પણ કરશે નહિં. અને એ લોકોના માટે સખ્ત અઝાબ છે. મેં પુંછયું યા રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ

વસલ્લમ એ ત્રણ માણસો કોણ છે ? જે ઘણાં જ નાકામ અને નુકસાનમાં છે.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું
(૧) ઈજાર લટકાવવાવાળો,
(૨) એહસાન કરી વાંરવાર પોતાના એહસાન સુલુકની જાહેરાત કરવાવાળો,
(૩) જુઠી કસમો ખાઈને પોતાના માલ સામાનને વેચવાવાળો.

(અબુ દાઉદ શરીફ, ભા.૨, પાનું ૨૦૯)

વિચાર કરો રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ વુઝુને માટે વારંવાર હુકમ ફરમાવ્યો અને ફરમાવ્યું કે નમાઝ અલ્લાહ તઆલાને ત્યાં કુબુલ નથી થતી. અને અલ્લાહ પાક એવા માણસોના તરફ નજર પણ કરશે નહિં. જયારે અલ્લાહની મહેરબાની જ ઉઠી જાય તો પછી મુસીબતોના પાર જ કયાં રહે. આજે શું હાલત છે. ઈઝારો, પાટલુનો ઘુંટીની નીચે પહેરવાની ટેવ પડી ગઈ છે અને ઘણાં એવા પણ છે કે મસ્જિદે આવવા પછી પણ ઈઝાર ઉંચી કરતા નથી. ત્યારે ઔરત આજે મર્દ જેવી ઉંચી ઈઝારો પહેરી રહી છે. તેને હુકમ છે કે ઘુંટીની નીચે ઈઝાર પહેરે. જો કે આવા માણસો માટે સખ્ત અઝાબની વઈદ આવી છે, આજે એવા કામો કેટલા થઈ રહયા છે. પછી શોર બકોર કરવો કે મુસીબતો કેમ આવી, કેટલી નાદાની છે.

## ઝિનાકારીથી ફકીરી દુકાળ આવે છે.

આજે કપાસ, જુવાર, ઘંઉ, ડાંગર વિગેરેના ફાર્મો ખોલી એક જાતનો માલ તૈયાર થાય એના ઉપર દેખરેખ રાખી લાખો નહિં કરોડો રૂપીયા સરકાર ખર્ચ કરી રહી છે. બીજની હિફાઝત માટે.

અલ્લાહ અને તેના રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ઈન્સાની બીજની હિફાઝત માટે પણ આદેશો આપ્યા છે. મની બીજ છે. ઔરત ખેતી છે. ઔરતને ખેતીથી તશબીહ—ઉપનામમા અલ્લાહે ખુદ આપી છે.

અલ્લાહ તઆલાએ હુકમ આપ્યો છે કે ઝિનાની પાસે પણ ન જાવ. એ બેશર્મીનો માર્ગ છે. અને બુરો રસ્તો છે. (કુર્આન શરીફ)

ઈસ્લામી ગવરમેન્ટ હોય અને કુર્આની હુકમોના ઉપર અમલ થાય તો ઝિનાકારી કેટલી બધી ઓછી થઈ જાય. કુર્આન શરીફમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે ઝિના કરનાર મર્દ અને ઔરતને (જેની શાદી ન થઈ હોય) એક સો ચાબુક મારવું અને જો શાદીવાળો મર્દ અને ઔરત હોય તો પત્થર મારી મારી નાખવાનો હુકમ છે.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે જે અલ્લાહના ઉપર



અને કયામતના દિવસના ઉપર ઈમાન લાવ્યો હોય તે માણસ પોતાની ખેતી સિવાય બીજાની ખેતીમાં પાણી ન નાંખે, (પોતાની ઔરતને છોડી ઝિના ન કરે) રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કુફ્ર શિર્ક પછી મોટામાં મોટો ગુનોહ હરામ સ્ત્રીમાં મની નાંખવું છે. (હદીષ શરીફ)

એક હદીષમાં છે કે એક વખતે ઝિના કરવું સિત્તેર વરસની ઈબાદતને બરબાદ કરી નાંખે છે. અબુ હુરયરહ (રદી.) થી રિવાયત છે કે જયારે ઝિનાકાર માણસ ઝિના કરે છે તો ઈમાન તેનામાંથી નીકળી તેના ઉપર છાંય (સાયો) કરે છે. જયાં સુધી હરામ કારીમાં મશગુલ હોય, જયારે કામથી બંને ફારિગ થાય છે ત્યારે ઈમાન ફરી પાછું આવે (મુસ્લિમ શરીફ, બુખારી શરીફ)

એક રિવાયતમાં છે કે ઝિનાકારને આગ એવી રીતે બાળશે જેવી રીતે સુકી લાકડીને આગ સળગાવી છે. (હદીષ શરીફ)

એક હદીષમાં છે કે કોઈ માણસ ઝિના કરે છે. ત્યારે જહન્નમના સાતે સાત દરવાજા ખોલી દેવામાં આવે છે જેના તરફથી જહન્નમના સાંપ અને વીંછી કયામત સુધી આવતા રહેશે. ઝિના કરનાર મર્દ અને ઔરતની પેશાબની જગ્યા આગમાં બળતી હશે. ફરિશ્તાઓ તેમને દોઝખના તરફ લોખંડનું બખ્તર પહેરાવશે. અગર તેમાંથી એક કડી ઉંચા પહાડના ઉપર મુકી દેવામાં આવે તો પહાડ બળીને ખાખ થઈ જાય. જે આંખો અજનબી ઔરતોને જોતી હતી તેને લોંખડની સલાખોથી દઝાવવામાં આવશે.
(હદીષ શરીફ)

બીજી રિવાયતમાં છે કે કોઈ ઔરતે ઝિના કર્યુ અને ઘણીને ખબર ન હતી તો કયામતના દિવસે તેનો ઘણી ઝિના કરનાર માણસની સો નેકી લઈ લેશે. અને તેના સર્વ ગુનાહ ઝિનાકારના ઉપર મુકી દેવામાં આવશે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે'' દારૂડીયો અને દય્યુસ જન્નતમાં જશે નહિં.'' સહાબા રદી. એ પુછયું દય્યુસ કોને કેહવામાં આવે છે? તો રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જવાબ આપ્યો. '' દય્યુસ તે માણસ છે જે પોતાની ઔરતના ફિસ્ક અને ફુજુર થી રાઝી હોય.'' કોઈ ઔરત ઝિનાકારી કરતી હોય અને એનો ઘણી રાઝી હોય બેગૈરત બની ખરાબ સમજી રોકતો પણ ન હોય. માં,દીકરી, વહુ બહેન વગેરે. આજે શું થઈ રહયું છે ? પર્દો ઉઠી ગયો. નાગો પહેરવેશ પહેરાવી પોતાની ઔરતોને ફેરવે છે એને દય્યુસ કહેવામાં આવ્યો છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) ફરમાવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ એક વખત ચેતવણી આપી ફરમાવ્યું '' મુહાજિરીનની જમાઅતો'' પાંચે ચીજો એવી છે કે તમો સપડાશો તો અલ્લાહનો અઝાબ તમારા ઉપર આવશે.

ખુદા ન કરે કે તમો તેમાં સપડાવ.

(૧) જે કૌમમાં ઝિનાકારી ખુલ્લમખુલ્લી થશે તો નવી નવી બીમારીઓ અને પ્લેગના રોગો થશે. આજે કેવા કેવા રોગો થઈ રહયા છે ? જેના નામ કોઈ વાર પણ સાંભળ્યા ન હતા.

(૨) જે કૌમ માપ અને વજનમાં કમી કરશે તો દુકાળ, મુસીબતો અને બાદશાહના ઝુલ્મમાં સપડાશે.

(૩) ઝકાત રોકશે તો વરસાદ રોકવામાં આવશે. બે ઝબાન જાનવર ન હોત તો બિલ્કુલ વરસાદ ન આવતે.

(૪) જે લોકો અલ્લાહ અને રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના હુકમોને તોડશે તો દુશ્મનોમાં ઘેરાઈ જશે.

(૫) જે લોકો હક વગરના હુકમો કાઢશે તો આપસના લડાઈ ઝઘડામાં ફંસાઈ જશે. (તરગીબ) આ મઝમુન ઘણી જ રિવાયતોમાં આવ્યો છે કે ઝિનાકારીથી ફકીરી આવશે.

પર્દો ઉઠી ગયો. ફેશનવાળા કપડાંઓ પહેરાવી, નાગો લિબાસ પહેરાવી, પોતાના તાબે ઔરતોને કયાં કયાં લઈ જાય છે. એને દય્યુસ કહેવામાં આવ્યો છે.

આ સર્વે અઝાબ આખિરતમાં હશે. પરંતુ દુનિયામાં શું હશે. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું, હદીષમાં છે કે ઝિના ફકીરી, મોહતાજી લાવે છે. અને ચેહરાના નુરને ખતમ કરી નાંખે છે. અને ઉમરમાં કમી કરે છે. આજે ફકીરી, મોહતાજીના રોડણાં રડતા રહે છે અને પોતાની હાલતો જોતા નથી. ઉમરની કમી નેક કામોની મહરૂમી. બીમારીઓ આવતી રહે છે. ઘણાં લોકો રાત–દિવસ વેશ્યાઓમાં એવા ફંસાયેલા રહે છે કે નેક કામ કરવાનો ટાઈમ મલે જ નહિં. ઝિનાને છોડી દેવું રોઝીને ખેંચી લાવે છે. રોઝીમાં બરકત થાય, વેપાર કામ ધંધો, ખેતીવાડી, નોકરીમાં બરકત થાય. અલ્લાહની રહમતનો વરસાદ થાય.

ઝિના કરવાથી ત્રણ ચીજો આવે છે. (૧) ચહેરાની રોનક ખૂબસુરતી ખલાસ થઈ જાય છે, (૨) ફકીરી મોહતાજી આવે છે, અને (૩) ઉમરમાં કમી થાય છે.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું બે કામો એવા છે કે જેનાથી જમીન રૂદન કરે છે. તેમાંથી એક એ કે જયારે ઝિના કરનાર મર્દ–ઔરત ગુસલ કરે છે અને ગુસલનું પાણી જમીનના ઉપર પડે છે. તે ઝમીન રૂદન કરી કહે છે કે અલ્લાહ મને હુકમ આપ કે આ લોકોને હું હળપ કરી જાઉં. હુકમ થાય છે કે સબ્ર કર, તે તારામાં જ આવવાનો છે.

વિચાર કરો, જે કામોથી ઝમીનના ઉપર બોજ થાય છે, ઝમીન એ જ ઈન્તિઝારમાં હોય છે કે તે મારામાં કયારે આવે.



આજે મુસ્લિમ સમાજ કયાં જઈ બેઠો છે. રાત–દીવસ કેવા કેવા હરામ કામો થઈ રહયા છે. કે જેના માટે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે ફકીરી આવશે, ઉમરમાં કમી થશે, રોઝી તંગ થશે. જમીનના ઉપર બોજો થશે. જમીન રૂદન કરશે. વગેરે, વગેરે જયારે રેલો, દુકાનમાં અને ઘરોમાં આગો, પરદેશમાં નવા નવા કાયદાઓ, વેપાર રોજગાર બંધ થવાના રોડણાં, તેમજ વેપારની પરમીટ ન મળવાથી શિકાયત વગેરે કરો છો તો આ સર્વે અઝાબો હમારા બુરા કામોનું પરિણામ છે.

એક હદીષમાં છે કે મારી ઉમ્મત ભલાઈમાં રહેશે જયાં સુધી કે હરામી ઔલાદનો વધારો ન થાય. જયારે વધારો થશે તો આમ અઝાબ આવશે, આજે હરામ ઔલાદનું શું પુછવું ? એવા માટે લાઈસન્સો આપવામાં આવે છે. મકાનો ભાડે આપવામાં આવે છે. અને આજે એ ધંધો કેટલો વધુ પ્રમાણમાં ફેલી રહયો છે. ત્યારે આ સર્વે અઝાબો આવવાના જ. અલ્લાહ પાક સર્વ મુસલમાનોને બુરા કામોથી બચાવો.

## રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની મહત્વની પેશીનગોઈ (ભવિષ્યવાણી)

થવબાન (રદી.) થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે એવો ટાઈમ આવશે કે બીજી કૌમો આજુબાજુ એક બીજાથી મળી, તમારા ઉપર હુમલો કરી દેશે. જેવી રીતે એક મોટું પ્યાલુ હોય અને તેમાં ઘણું ખાવાનું હોય તો ખાનારા લોકો એક બીજાને બુમો પાડી ખાવા માટે બોલાવે છે.' (એનાથી ઈશારો છે કે ચારે બાજુથી મુસલમાનોનાં ઉપર બીજી કોમોના હુમલાઓ થશે.) એક સહાબી (રદી.) એ સવાલ કર્યો કે અમો તે ટાઈમે ઓછા હશું કે બીજી કોમ અમારી સાથે આ પ્રમાણે કરશે ? રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું નહી. તમો ઘણાં જ હશો. પરંતુ ઘણાં હોવા છતાં નકામા હશો. જેવી રીતે રેલનો કચરો. (જયારે નદી નાળાંઓમાં રેલ પ્રમણે તમો કંઈ પણ કામના નહી હશો.) અને અલ્લાહ તઆલા તમારા દુશ્મનોના દિલોમાંથી જે તમારી ધાક છે, એ કાઢી નાંખશે. અને તમારા દિલોમાં 'વહન' નાખી દેશે. એક સહાબીએ પુછયું 'વહન' શું છે ?

જવાબ આપ્યો કે 'દુનિયાની મુહબ્બત અને મોત નાપસંદ હશે' (અબુ દાઉદ શરીફ, ભા. ૨, પાનું ૨૩૪)

ઉપરની હદીષ વારંવાર પઢો. શું આજે અમારો આ હાલ નથી ? જગતમાં ૫૦ થી ૬૦ કરોડ મુસલમાનની વસ્તી હોવા છતાં આજે શું હાલત છે ? દુનિયાની મુહબ્બત દિલોમાં સમાયેલી છે. રગેરગમાં દુનિયાની મુહબ્બત આવી ગઈ છે. એ માટે જ દુનિયાની આબાદીની ફિક્ર રહી જ નથી. અને દુનિયાને આબાદ કરવા ઈન્સાનીયતને

છોડી અલ્લાહના હકો ને છોડી દીધા છે. ઈમાન ગયું. અમારી કીમત બજારમાંથી ખતમ થઈ ગઈ. દુશ્મનોનાં દિલોથી અમારી હયબત(ખોફ–બીક) ખલાસ થઈ ગઈ. પરિણામ એ આવ્યું કે આજે બીજી કોમોથી ડરી રહયા છીએ. તે જ મુસલમાન કે જેનાં દિલમાં અલ્લાહની બીક સિવાય બીજા કોઈની બીક ન હતી. તેનાથી દુશ્મનો ડરતા હતા. પણ દુનિયાની મુહબ્બત આવી અને તે હજારો ચીઝોથી ડરવા લાગ્યો. પરિણામ સાફ છે. બીજી કોમો હુમલાઓ કરશે અને મુસલમાનને ઝલીલ કરશે. લઘુમતી હોવું બીકનું કારણ નથી. ઈમાન નીકળી ગયું, અલ્લાહનો ખોફ ચાલ્યો ગયો. માલની મુહબ્બત વધી ગઈ તો દુનિયાવાળાઓની નઝરોમાંથી અમારી હયબત ખલાસ થઈ ગઈ, કારણ કે ઘણાં હોવા છતાં રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ શું ફરમાવ્યું ? 'કચરા જેવા હશો.' મુસલમાન દુનિયામાં આવ્યો તો અલ્લાહનો નાઈબ, તેનું શું કામ હતું. અલ્લાહની ઈતાઅત, ગરીબો સાથે હમદર્દી, મોટાઓની ઈઝઝત, હયા, શર્મ. મુસલમાનોને જે કામો કરવાનાં હતાં તે છોડી દીધાં ને નકામો થઈ ગયો. તેની કીમત શું હોય ? કચરાને ફેંકી દેવામાં આવશે. હલાક બરબાદ કરી દેવામાં આવશે. કુર્આન શરીફમાં પણ અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે 'અલ્લાહ તઆલા કોઈ કૌમની હાલત, ઈઝઝત, માલ, દૌલત, હુકુમત બદલતા નથી. જયાં સુધી તે કૌમ પોતાની હાલત ના બદલી નાખે. મુસલમાને પોતાની હાલત બદલી નાખી. લાલચ, માલની મુહબ્બત, વ્યાજ, જુગાર, શરાબ, લડાઈ ઝઘડા, ઈલ્મથી દુરી, મસ્જિદોથી દૂર, મદ્રસાઓથી નફરત. મુસલમાન એ લાયક નથી રહયો કે ખિલાફતનું કામ કરી શકે, પરિણામ એ આવ્યું કે એને હલાક કરી દેવામાં આવશે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે 'અગર તમો મારા હુકમોથી પીઠ ફેરવાશો તો હું તમારી જગ્યાને બીજી કૌમથી બદલી આપીશ અને તે કૌમ તમારા જેવી નાફરમાન ન હશે.' (કુર્આન શરીફ)

તારીખના પાનાં ગવાહ છે કે મુસલમાને જયારે અલ્લાહના હુકમોને છોડયા, અલ્લાહે મુસલમાનોને બરબાદ કરવા પછી બીજી કૌમોને ઈસ્લામ સ્વીકાર કરાવી, ઈસ્લામી આદેશો ઉપર ચાલી કામયાબ કર્યા.

અલ્લાહને આપણી ઝરૂરત નથી. આપણે અલ્લાહના બતાવેલા હુકમો મુજબ ચાલીશું તો કામયાબી મળશે.

લાંબી હદીષનો ટુકડો–'દુનિયાની મુહબ્બત દરેક ગુનાહની જડ છે' (બયહકી) અનસ (રદી.) રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી બયાન કરે છે કે 'પાણીના ઉપર ચાલે અને પગ ન ભીંજાય એ બની શકે ? તો સહાબાએ કહયું નહીં બની શકે. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું એવી જ રીતે દુનિયાવાળો માણસ ગુનાહોથી નથી બચી શકતો.

બીજી હદીષમાં રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે



માણસની ફિક્ર, વિચાર, આખિરતની ઝિંદગીનો હોય તો અલ્લાહ તઆલા તમામ કાફિરોથી તેને બેફિક્ર કરી દેશે અને જેની ફિક્ર રાત–દિવસ દુનિયાની હશે (જેમ કે આજ કાલ છે) તો અલ્લાહપાકને એવા માણસની કંઈ ફિક્ર નથી કે કયાં ભટકતો ભટકતો મરણ પામે, (મિશ્કાત શરીફ)

ભાઈઓ વિચાર કરો, આજે શું અમારી આ હાલત નથી ? દુનિયાની મુહબ્બત હજારો ગુનાહોમાં સંડાવે છે. પછી અલ્લાહની મહેરબાની ઉઠી જાય. અને અલ્લાહને અમારી ફિક્ર ન હોય. તો કામયાબી હિફાઝત કયાંથી થઈ શકે ? માટે દુનિયા છોડી દીનના તરફ આવો. અલ્લાહની હિફાઝત મળશે.

હઝરત અલી (રદી.) ફરમાવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે મારી ઉમ્મત જયારે આવા ૧૫ કામો કરશે તો તેના ઉપર અઝાબ અને મુસીબતો ઉતરશે. (૧) માલે ગનીમત પોતાનો માલ બની જાય, (૨) અમાનત એવી બની જાય જેવો પોતાનો માલ, (૩) ઝકાત અદા કરવું ટેક્ષ બની જાય, ઝકાત અદા કરવું એક મહાન મુસીબત બની જાય, (૪) ઔરતોની ફરમાબરદારી કરે, (૫) માંઓની નાફરમાની કરે, (૬) દોસ્તોની સાથે ભલાઈનો વર્તાવ કરશે, (૭) બાપોના ઉપર ઝુલ્મ કરશે, (૮) મસ્જિદોમાં શોરબકોર કરવા લાગશે, (૯) નાલાયક, કમીના લોકો કૌમના સરદાર બની જશે, (૧૦) માણસની ઈઝઝત એ માટે થશે કે તેની શરારતથી બચે, (૧૧) દારૂ ખુલ્લમ ખુલ્લા પીવામાં આવશે, (૧૨) મર્દો રેશમનો લિબાસ પહેરશે, (૧૩) ગાયન ગાવાવાળીઓ ઘણી જ વધી જશે, (૧૪) ગ્રામોફોનનો વપરાશ વધી જશે, (૧૫) ઉમ્મતના પહેલા લોકો સહાબા, તાબેઈન, ઉલમાએ મુજતહેદીનને બુરૂં કહેવામાં આવશે. (તિરમિઝી શ.) જયારે આ કામોમાં ઉમ્મત સપડાશે તો મુસીબતો ઉતરશે.

અબુ હુરેયરહની રિવાયતમાં ૧૫ કામોમાં એક ફેરફાર એ છે કે ઈલ્મે દીન હાસિલ કરવાનો મકસદ દુનિયા હશે. એ પણ આજે થઈ રહયું છે. ઈંગ્લેન્ડ જવા માટે, આફ્રીકા જવા માટે દુનિયા કમાવા માટે ઈલ્મે દીન હાસિલ કરશે. ત્યારે ઈન્તેઝાર કરો ગરમ ગરમ હવા, ધરતીકંપ, જમીનમાં ધસી જવું, શકલ સુરતનું બદલાઈ જવું. આસમાનથી પત્થરનું આવવું અને એવી નિશાનીઓ હારમાં મોતી પરોવેલાં હોય અને દોરો ટુતી જાય તો જેવી રીતે મોતી લગાતાર પડતા રહે છે તો એવીજ રીતે કયામતની નિશાનીઓ લગાતાર આવતી જ રહેશે. (તિરમિઝી)

આ હદીષ પઢો અને વારંવાર પઢો. ઈમાનને મઝબુત બનાવોકે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ જે કામો બતાવ્યા છે. કેટલા વધુ ને વધુ થઈ રહયા છે. અને એ કામો થવાથી જે અઝાબ બયાન ફરમાવ્યા છે એ પણ આજે દુનિયામાં કેટલો વધુ ને વધુ આવી રહયો છે.

અબુ હુરયરહ (રદી.) થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કયામત આવશે નહિં, જયાં સુધી કે માલમાં વધોરો નહી થાય અને માલ વહેવા નહી લાગે. માણસ ઝકાત કાઢશે પરંતુ ઝકાતને કબુલ કરનાર માણસ મળશે નહિં. અને અરબ દેશની ઝમીન બાગો અને નહેરો અને કુવાઓથી આબાદ થઈ જશે. (મુસ્લિમ શરીફ)

આજે જોઈ રહયા છો કે માલમાં વધારો થઈ જ રહયો છે અને અરબ દેશ, જે પહાડી અને રેતીલો પ્રદેશ હતો તે આજે કેવો રળિઆમણો બનાવી દેવામાં આવ્યો છે. તેલ અને સોનાની ખાણો નીકળવાથી અરબ દેશની રહેની કરની કેવી યુરોપ સ્ટાઈલની બનાવી ઈસ્લામીયતનો જનાઝો નીકળી રહયો છે ? નાચ–ગાન, નગ્ન પહેરવેશ, સુન્નતોથી નફરતો કેટલો વધારે થઈ ગઈ છે.

અનસ (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી સાંભળ્યું કયામતની નિશાનીઓમાંથી એક નિશાની એ પણ છે કે ઈલ્મ ઉઠાવી લેવામાં આવશે, જહાલત વધારે થશે. કારણ કે કોલેજો, હાઈસ્કુલો, યુનીવર્સીટીઓમાં વધારો થશે. દુન્યવી લાભ વધુ દેખાશે, ઈલ્મે દીનથી દૂર થઈ જશે, ઝિના વધુ થશે, શરાબ (દારૂ તાડી) પીવામાં વધારો થશે, મર્દો ઓછા થતા જશે અને ઔરતોનો વધારો થશે, અહિંયા સુધી હાલત પંહોચશે કે એક માણસને પાંચ ઔરતની દેખરેખ રાખવી પડશે.

મુઆઝ ઈબ્ને જબલ (રદી.) થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું બયતુલ મુકદ્દસની આબાદી યષરિબ(મદીના મુનવ્વરહ) ની બરબાદી છે. મદીનાની બરબાદી, મોટી લડાઈનું ફાટી નીકળવું છે. કુસ્તુનતુન્યા (કોન્સ્ટન્ટીનોપલ) ને જીતી લેવું છે. કુસ્તુન્તુન્યાની જે દજજાલનું નીકળવું છે. (અબુ દાઉદ શરીફ)

એક બનાવતો આપણે જોઈ લીધો, બયતુલ મુકદ્દસની આબાદી યહુદીઓનું ફલસ્ટીનમાં આબાદ થવું, તરકકી કરવું અરબોનો પરાજય છે.એ પરાજય દીન અને દુનિયા બંન્ને રીતે છે. દીન થી પણ અરબો દૂર થઈ રહયા છે અને દુનિયવી ઝિલ્લતો પણ રાત–દિવસ પેપરમાં વાંચી રહયા છે.

અબુ હુરયરહ (રદી.)ની રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે "નેક કામોમાં જલ્દી કરો. એવા ફિત્નાઓ પહેલા કે જે ફિત્નાઓ અંધારી રાતોના ટુકડા સમાન હશે. માણસ સવારમાં ઈમાનની હાલતમાં ઉઠશે અને કુફ્રની હાલતમાં સાંજ કરશે. અથવા સાંજે મુસલમાન હશે અને સવારમાં કાફિર હશે. દીન અને મઝહબ અને ધર્મ દુનિયાના સામાનના બદલે વેચશે." (મુસ્લિમ શરીફ) શું આજે આ હાલત નથી ? મામુલી દુનિયાના માટે ઈન્સાન ઈમાન વેચીજ રહયો છે. અને મામુલી પણ ફીક્ર નથી કે આ મારૂં કામ મને દીન થી દૂર ફેંકી દે છે.



બીજી રિવાયતમાં છે કે જયારે આ ફિત્નાનો સમય હોય તો જીભ(ઝુબાન)ને કાબુમાં રાખો. ઘણી વાર આ જીભ ભાલા,તલવાર કરતા પણ વધુ નુકસાન કારક બને છે. માટે એવા ટાઈમે બોલ બોલ ન કરો કે ફિત્નાનું કારણ ઉભુ થઈ નુકસાન પંહોચાડે. (તિરમિઝી શરીફ, ઈબ્ને માજહ શરીફ)

બીજી રિવયતમાં છે કે 'જયારે ફિત્નાનો સમય હોય એવા ટાઈમે ઘરનાં ટાટયાં જેવા બની જાઓ.' (તિરમિઝી શ.) એક હદીષમાં છે કે ' ઘરમાં બેસી રહો અને ઝબાનની ઉપર કાબુ મેળવો.' (તિરમિઝી શરીફ)

## ફિત્નાના સમયે શું કરવું ?

જરૂરતથી વધુ ઘરની બહાર જવું નહિં. એમ પણ ન બનવું જોઈએ કે જરૂરત હોય પણ બહાર નહી જાય, એ તો ઈમાનના વિરૂધ્ધ છે. કુર્આન શરીફ કહે છે કે જયારે મૌતનો સમય આવે છે, તો થોડોક પણ ટાઈમ આગળ પાછળ થતો નથી. (૨) વધુ લોકોમાં બેસ બેસ પણ ન કરવું ટાઈમ પણ બગડશે. દુનિયાદારીમાં મશ્ગુલ થશો. ગુનાહોમાં સંડાવાશો. (૩) ઝબાનને કાબુમાં રાખવી. દોસ્ત અને દુશ્મનને ઓળખવું મુશ્કીલ છે. મામુલી દુશ્મનને ઓળખવું મુશ્કીલ છે. મામુલી દુનિયાના નફા માટે મઝહબે ઈસ્લામને વેચનાર મુનાફિકો મવજુદ હશે, (૪) મુસ્લિમ ગેર મુસ્લિમ કોઈને ઝુબાનથી તકલીફ આપવી નહિં. ઝબાનનો ઘા પણ ભાલા–તલવારથી ઓછો નથી. એક શાઈર તો કહે છે કે તલવાર–ભાલાના ઘા ને રૂઝ આવે છે પણ ઝબાનનો ઘા રૂઝાતો નથી. જેનાથી ઈમાન ચાલ્યું જાય છે. ઈબાદત બંદગીમાં ટાઈમ વધુને વધુ ગુઝારો. એવા ટાઈમે બંદગીને હિજરત કરવા સમાન ઠેરવવામાં આવી છે, (૫) જે કામોને કયામતની નિશાની બતલાવી છે એનાથી દૂર રહો. અને સગા સંબંધીઓને દૂર રાખો. (૬) મુસીબતોમાં સબ્ર કરો અને વિચારો કે નફો સહુલત, કામયાબી,મુસીબતો ઉઠાવ્યા પછી જ મળે છે. એ આરામમાં મળતી નથી. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનની ૧૩ વર્ષની મકકાવાળી ઝિંદગી તેમજ હુદેયબીય્યહની સુલેહ કે ઉમર (રદી.)જેવા પાકા મુસલમાન પણ કહી ઉઠયા શું અમારો મઝહબ સાચો નથી કે આવી સુલેહ? તેથી રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની એ પાક સીરતને આંખો સમક્ષ રાખશો તો ઝિંદગી ગુઝારવાની રીતો અને સહી કામિયાબી પર ચાલવાનો રસ્તો મળી જવા પછી મકસદ સુધી પંહોચવું આસાન થઈ શકે. ગલત રસ્તા પર ચાલવાથી કામયાબી દૂર અને નુકસાનો વધુને વધુ હોય છે. અલ્લાહ સહીહ સમજવાની અને અમલ કરવાની શકિત આપે. આમીન..

## રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ઉમ્મત ઉપર ખાસ રહમત

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ દુઆ માંગી અલ્લાહ તઆલાથી કે મારી સર્વ ઉમ્મતને દુકાળથી હલાક કરશો નહિં. તેમજ એવો દુશ્મન જે સર્વેનો નાશ કરે એમના ઉપર મુકશો નહી. અલ્લાહ તઆલા એ જવાબ આપ્યો એ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ હું જયારે હુકમ કરૂં છું, મારા હુકમને કોઈ રોકનાર નથી. પરંતુ આપના માંગવા મુજબ તમારી ઉમ્મતને હું દુકાળમાં સર્વેને નાશ કરીશ નહિં. તેમજ એવા દુશ્મન જે સર્વેને હલાક બરબાદ કરી નાંખે હું મુકીશ નહી. ( અબુ દાઉદ શ. ભા.૨ પાનું. ૨૨૮)

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે તમોને અલ્લાહ પાકે ત્રણ વસ્તુથી બચાવ્યા છે.(૧) તમારા નબી (રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) તમારા માટે બદદુઆ કરશે નહિં. કે તમો સર્વે બરબાદ થઈ જાઓ. (૨) જુઠા ગલત લોકો સર્વ એહલે હકના ઉપર ગાલિબ થઈ શકશે નહિં. (૩) ઉમ્મત ગુમરાહીના ઉપર જમા થઈ શકશે નહિં. (અબુ દાઉદ શરીફ, પાનું. ૨૨૮)

ઉપરોકત રિવાયતોથી સાબિત થયું કે ઉમ્મતના ઉપર મુશ્કેલીઓ પરેશાનીઓ આવશે ઝાલિમ લોકો ઝુલ્મ કરશે પરંતુ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની બરકતથી પુરી દુનિયાથી મુસલમાન કયામત સુધી ખત્મ થવાના નથી. (૨) આગલા નબીઓનાં જેમ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉમ્મતના માટે બદદુઆ ફરમાવશે નહિં. (૩) હક લોકો કયામતના સુધી રહેશે. ઉમ્મતના ઉપર મુસીબતો રહમત છે.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે મારી ઉમ્મતના ઉપર અલ્લાહની રહમત છે. ઉમ્મતને વધુ પ્રમાણમાં શિક્ષા દુનિયામાં મલી જશે. આખિરતમાં તેમના માટે અઝાબ નથી. દુનિયામાં ફિત્નાઓ ધરતીકંપો તેમજ ખુના મરકી થશે. (અબુ દાઉદ શરીફ, ભા.૨, પાનું ૨૩૨)

તેથી જે કંઈ હમો જોઈરહયા છીએ એ હમારા ગુનાહોની સઝા હમોને મળી રહી છે. ઈન્શાઅલ્લાહ આ મુસીબતો તકલીફો ઉઠાવી સબ્ર કરશો. અલ્લાહને યાદ કરશો તેમની રહમતનો ઈન્તિઝાર કરશો તો આખિરતની માફી જ છે. અલ્લાહ પાક ઉમ્મતે મુહમ્મદની માફી ને માટે આ કારણો બનાવી ઉમ્મતને આખિરતમાં અઝાબથી બચાવશે. તેથી એવા ટાઈમમાં વધુમાં વધુ અલ્લાહની યાદ તેમજ તોબા તિલ્લા કરી આપણે આપરા ગુનાહોની માફી અલ્લાહથી માંગી તેને રાઝી કરવાની ફિક્ર કરીએ.



## ગુરૂબે આફતાબ (સુર્યાસ્ત) થવાના ટાઈમે શયતાનનું લશ્કર છુટે છે.

સમૂહી આમ અઝાબનો અમુક ભાગ લખવા પછી આપના સમક્ષ અમુક ખાસ કારણો જેનાથી ખાસ ખાસ અઝાબો, બીમારીઓ આવે છે તેનું બયાન કરૂં છું કે આજકાલ તેના તરફ કંઈ પણ ધ્યાન નથી.

### સુર્ય આઠમે ત્યારે બચ્ચાઓને ઘરમાંથી બહાર ન કાઢો.

ઝુબૈર (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે રાતના પહેલા ભાગમાં (સુર્યાસ્ત થાય ત્યારે) તમો તમારા બચ્ચાઓને બહાર નીકળવાથી રોકી દો. શયતાન અને તેનું લશ્કર આ ટાઈમે જમીનમાં છોડી દેવામાં આવે છે. જયારે રાતનો થોડોક ટાઈમ ચાલ્યો જાય તો બચ્ચાઓને જવા દો. (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

બીજી એક લાંબી હદીષનો ટુકડો છે જેમાં એમ છે કે સુરજ આથમે છે ત્યારે જિન્નાત ઝમીનમાં ફેલાય જાય છે.(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ) મુસ્લિમ શરીફ ભા.૨ માં એ પણ વધારો છે કે તમો તમારા જાનવરોને પણ ન છોડો. જિન્નાત, શયતાન તેમને પણ ભડકાવશે.

મુલ્લા અલી કારી (રહ.) મિશ્કાત ભા.૪, પાનું–૪૧૧ માં લખે છે કે આ હુકમ સૂર્ય આથમવાની સાથે જ શરૂ થાય છે.

ઉપરોકત હદીષોથી સાબિત થયું કે સુર્યાસ્ત થવાની સાથે અલ્લાહની મખ્લુક જિન્નાત અને શયતાન ઝમીનમાં ઘણાં જ રખડતા ફરે છે. તેથી એ સમયે નાનકડા માસુમ બચ્ચાંઓને ઘર આંગણે ન રમવા દેતાં, ઘરમાં બેસાડો. નહિ તો એમની ઝપટમાં આવી જવાથી બચ્ચાંને તકલીફ થશે. દરેક ગામમાં કોઈક વાર અનુભવ થાય છે. એ જ પ્રમાણે જાનવરોનો પણ હુકમ છે. તેથી જ ઘણાં જ ખેડુતોને એનો અનુભવ હશે. રાતનો થોડો સમય વીતી જવા પછી બચ્ચાઓને, જાનવરોને છોડો તો વાંધો નથી. કયાં સુધી ? જયાં સુધી લોકોની અવર જવર હોય. જયારે લોકોનું ગામમાં હળવું, ફરવું બંધ થઈ જાય તો તમો એકલા ઘર બહાર ન નીકળો. એ ટાઈમે પણ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે ઝમીનમાં જિન્નાત પોતાની રોજી શોધવા માટે તેમજ એમનું કોઈ પણ કામ હોય તો ઘણાં જ પ્રમાણમાં ફરે છે. તો તમોને એનાથી તકલીફ થશે. જાબિર (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે જયારે લોકો ઘણાં જ ઓછા પ્રમાણમાં ચાલતા હોય એવું માલમ પડે કે સુમસાન થઈ ગયું. તો તમે પણ ફરવાનું બંધ કરી દો. એ ટાઈમે જિન્નાત, શયતાન,

નુકસાન આપનારને અલ્લાહપાક છોડે છે. તે ઝમીનમાં ફરે છે કે તેનાથી તમને તકલીફ થઈ જાય. (શરહે સુન્નહ, મિશ્કાત ભા.૪, પાનું–૪૧૪)

આપણે આજે ઘણાં જ ગાફિલ છીએ. નાના મોટા સૌએ એ ટાઈમે નીકળવું ન જોઈએ. ઘણી જરૂરતને સબબે નીકળવાનું થાય તો બીજા માણસને સાથે લઈ નીકળે કે આ નુકસાન કરનારી ચીઝોથી બચી જાય.

## 'બિસ્મિલ્લાહ' પઢી દરવાજો બંધ કરો.

જાબિર (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે બારણાં બંધ કરો તો બિસ્મિલ્લાહ (પુરી) પઢીને બંધ કરો. શયતાન તે બારણાને નથી ખોલી શકતો, જે બારણું બિસ્મિલ્લાહ પઢી બંધ કરવામાં આવ્યું હોય. (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

અલ્લામહ તબ્રી લખે છે કે દરવાજો ખોલવાની તાકત રહેતી નથી. અલ્લાહના તરફથી પરવાનગી મળશે નહિં. મુલ્લા અલી કારી (રહ.) અમુક હવાલાથી લખે છે કે ઈન્સાન, જિન્નાત, શયતાન કોઈ પણ બારણું ખોલી શકતો નથી. બિસ્મિલ્લાહ ની બરકતથી કોઈને બારણું ખોલવાની પરવાનગી મળશે નહિં. (મિરકાત શરહે મિશ્કાત શરીફ, ભા.૪, પાનું–૪૧૨)

આજે લોકોને રાતના સૂતા પછી પણ દુશ્મનો, ચોર, ડાકુ, ગુંડાઓની બીક રહે છે. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ આપણા માટે કેટલો સરસ નુસ્ખો બયાન ફરમાવ્યો છે, કે બિસ્મિલ્લાહ પઢી બારણું બંધ કરવાથી કોઈ પણ વ્યકિત પછી ઈન્સાન હોય કે જિન્નાત, બારણું ખોલી નથી શકતો. ઈમામ અહમદની રિવાયત અબુ ઉમામહ (રદી.) થી છે કે ઉપર ચઢવાની પણ રજા આપવામાં આવશે નહિં. (જામિઉસ્સગીર)

આ રિવાયતથી સાબિત થયું કે બારણું તો ખોલી નથી શકતો પણ ઘરના ઉપર ચઢી જાય, તો આ હદીષથી ઘરના ઉપર ચઢવાથી પણ રોકવાનું બયાન આવી ગયું.

બિરાદરો, રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ફરમાન ઉપર ઈમાનની યકીનની ઝરૂરત છે. ઈન્શાઅલ્લાહ ઉમ્મીદ છે કે આ ફાયદાઓ જરૂરથી હાસિલ થશે જ.





## 'ખાવા, પીવાના વાસણો ખુલ્લા ન મુકવા બાબત'

જાબિર (રદી.) થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે તમો તમારી મશ્કોને (માંટલાઓને) બંધ કરી દેયા કરો અને વાંસણોને ઢાંકી રાખો અને બિસ્મિલ્લાહ પઢી લીયા કરો. કોઈ ઢાંકણ ન મળે તો કોઈ ચીઝ–લાકડું પણ કેમ ન હોય, મુકી દો. (મુસ્લિમ શરીફ, બુખારી શરીફ)

બુખારી શરીફમાં એટલો વધારો છે કે શયતાન એ વાસણને ઉઘાડી નથી શકવાનો. બીજી રિવાયતમાં છે કે કોઈ ચીઝ મુકવા માટે ન હોય તો બિસ્મિલ્લાહ કહી મુકો.

મુસ્લિમ શરીફમાં છે કે વાસણોને ઢાંકો, અને મશ્કોને બંધ કરો. કારણ કે વરસમાં એક રાત એવી આવે છે કે તેમાં મુસીબત આસમાન પરથી ઝમીન પર ઉતારવામાં આવે છે. અને જે વાસણ, માટલું, ઘડો, ગાગર ખુલ્લી હશે તેમાં તે વબા ઉતરશે. (મુસ્લિમ શરીફ)

વબાનો અર્થ મુલ્લા અલી કારી (રહ.)એ મિરકાત ભા.૪, પાનું ૪૧૩ માં પ્લેગ તેમજ આમ બીમારી જેને ચેપી રોગો કહેવામાં આવે છે પછી તે કોલેરા હોય કે બીજી કંઈ બીમારી હોય. વિચાર કરો રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ દુનિયા અને આખિરતની કેવી કેવી ભલાઈઓ આપણા માટે બયાન ફરમાવી, પરંતુ બદ–કિસ્મતી છે કે હમો એનાથી બેપરવા હોવાથી એ ખુલ્લાં વાંસણોથી ચાહ, પાણી વગેરે પીયે છીએ. અને બીમારીઓમાં સપડાઈયે છીએ. વિચાર કરો, આ હદીષના ઉપર અમલ કરવાથી વબા, અને શયતાનથી બચાવ થાય છે. તથા એનાથી એ પણ ફાયદો છે કે ઝહેરી જાનવર ખાવા પીવાની ચીઝમાં પડે અથવા તેની હગાર પડે, અને તે ઝહેરથી ઈન્સાન મરણ સુધી પહોંચે, એનાથી પણ ઈન્સાન બચી જશે.

## માલ દૌલતનું હોવું કે મલવું અલ્લાહના મહબુબ હોવાની નિશાની નથી.

અહિંયા શંકા ઉત્પન્ન થાય છે જેમાં ઘણાં લોકો ફસાયેલા છે. એમ કહે છે કે કાફિર મુસલમાન કરતાં ઘણો જ મોટો ગુનેહગાર છે કે આખિરતમાં પણ તેની માફી થવાની નથી. પછી કાફિરોને શા માટે અલ્લાહના તરફથી માલ દૌલત આપવામાં આવી ? ગુનાહોના કારણે રહમત દુન્યામાં રોકવામાં આવે છે. તો કાફિરથી સૌ પ્રથમ રોકાવી જોઈતી હતી.

એનો જવાબ (૧) દુનિયામાં અલ્લાહને ત્યાં માલ સામાનની મચ્છર જેટલી પણ કિંમત નથી. હદીષ શરીફ માં આવ્યું છે કે દુનિયામાં માલ સામાનની કદ્ર કિંમત મચ્છરના પર (પાંખ) બરોબર હોત તો એક ઘુંટ પાણી કાફિરને નસીબ થતે નહિં. (તિરમિઝી શરીફ) મુસ્લિમ શરીફની રિવાયતનો ભાવાર્થ : મરેલાં જાનવરની તમારા પાસે કંઈ કીમત નથી. એના કરતાં પણ દુન્યા અલ્લાહની પાસે વધુ ઝલીલ છે. (મિશ્કાત શરીફ)

બીજી રિવાયતમાં છે કે દુનિયાનો માલ દૌલત અલ્લાહપાક જેને ચાહે આપે છે અલ્લાહને પ્યારો હોય છે કે નહિં પરંતુ ઈલ્મ એને જ આપે છે  જે અલ્લાહને પ્યારો હોય છે. (મિશ્કાત શરીફ) આ હદીષોથી સાબિત થાય છે કે માલ આપવું રોજીમાં વધારો થવો એ અલ્લાહને ત્યાં ઈઝઝતનું  કારણ નથી.

નં.૨ નેક કામના ઉપર આખિરતમાં બદલો મળવાનો, તે માટે ઈમાન જરૂરી છે. ઈમાન વગર નેક કામ જો મોટામાં મોટું હોય તો પણ અલ્લાહના ત્યાં કબુલ નથી. પરંતુ અલ્લાહ કોઈની મહેનતને બરબાદ કરતા નથી. તેથી કાફિરો જયારે નેક કામ કરે છે તેનો બદલો આખિરતમાં મળશે નહિં. તેમને નેક કામનો સર્વે બદલો જે આખિરતમાં મળનાર નથી તે દુનિયામાં જ આપી દે છે. હદીષ શરીફમાં છે કે અલ્લાહ તઆલા મુસલમાનની કોઈ નેકી બરબાદ કરશે નહિં. નેકીને સબબે અલ્લાહ પાક દુનિયામાં કામયાબી આપે છે. અને આખિરતનો ષવાબ જુદો મળશે. અને કાફિરને તેના સારા કામોનો બદલો દુનિયામાં રોજીનો વધારો કરી આપે છે. અને આખિરતમાં એનો ષવાબ બદલો કંઈ પણ મળશે નહિં. (જામેઅસગીર) એનાથી સાબિત થયું છે કે કાફિરને આખિરતમાં બદલો મળશે નહિં. અને એ પણ દુનિયામાં સારા કામો કરે છે માટે જ અલ્લાહ પાક એના સારા કામોનો બદલો દુનિયામાં જ આપી દે છે. અને મુસલમાનનો પુરો બદલો તો આખિરતમાં મળશે. પરંતુ ગુના કરે છે, તો દુનિયામાં તેને સજા શિક્ષા આપવામાં આવે છે. કે નેકીનો પુરેપુરો બદલો આખિરતમાં જ મલે. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું છે કે એક પયગમ્બરે અલ્લાહથી પુછયું એ અલ્લાહ એક માણસ તારા ઉપર ઈમાન લાવ્યો. તો તેં તેને મુસીબતો–આફતો, ફિક્ર ચીંતામાં નાખી દીધો. અને જે કંઈ માલ દૌલત હતી તે પણ લઈ લીધી. બીજો બંદો કાફિર છે અને તે તેને દુનિયા આપી. અલ્લાહે વહી મોકલી. તેમાં કહયું મારા ઉપર ઈમાન લાવનાર બંદાનો પુરો બદલો તો હું આખિરતમાં આપીશ. પરંતુ કોઈકવાર ગુના કરે છે તો તેની શીક્ષા આપું છું કે નેકીનો પુરો બદલો આખિરતમાં મળે. અને કાફિર બંદો કોઈક નેક કામ પણ કરે છે અને આખિરતમાં કંઈ બદલો મળવાનો નથી તો દુનિયામાં જ નેક કામનો બદલો આપી દઉ છું. અને આખિરતમાં કંઈ મળશે નહિં. મુસલમાનને પુરો બદલો આખિરતમાં જ મળશે.

એ માટેજ સહાબા (રદી.), તાબેઈન, અવલીયાના આગળ દુનિયા આવવા



લાગી તો ખુબ રડતા હતા. અને કહેતા હતા કે કંઈ એવુ તો નથી કે હમારી નેકીનો બદલો સર્વ દુનિયામાં જ મળી રહયો હોય અને આખિરતમાં કંઈ ષવાબ (બદલો) ન મળે.

હઝરત ઉમર (રદી.) જયારે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ઘરમાં દાખલ થયા તો જોયું કે બે કાચા ચામડાં, એક મુઠી જવાર અને ચટાઈ છે. બદને મુબારક પર ચટાઈના નિશાન છે. કારણ કે ચટાઈના ઉપર પાથરવા માટે કપડું ન હતું.

આ દ્રશ્ય જોય ઉમર ફારૂક (રદી.) ની આંખોમાં આંસુ આવી ગયા અને કહયું કે એ અલ્લાહના રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ, ફારિસ(ઈરાન) અને રૂમના લોકો એક અલ્લાહને નથી માનતા, છતાં અલ્લાહે તે લોકોના માટે દુનિયાના દરવાજા ખોલી આપ્યા, અને આપ તો અલ્લાહના રસુલ છો. આપની આ હાલત ! રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે એ ખત્તાબના બેટા, હજુ સુધી તુ શંકામાં છે ? એ લોકોને એમની ભલાઈનો બદલો દુનિયામાં જ આપી દેવામાં આવ્યો છે. (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

## અલ્લાહનું અતિશય એહસાન

ઉપરોકત હદીષોથી સાબિત થયું કે કાફિર લોકો પણ સારા કામો કરે છે. અને અલ્લાહ રહમાન, રહીમ છે. તો એ લોકોને પુરેપુરો બદલો દુનિયામાં જ મળી જાય છે. અને મુસલમાનને તો નેક કામ નો બદલો પુરેપુરો તો આખિરતમાં જ મળવાનો છે. તેથી જો મુસલમાન કાફિરને સારી હાલતમાં જુએ તો એમ ન સમજે કે આ લોકો અલ્લાહના પ્યારા છે. અલ્લાહનું મોટુ એહસાન છે કે કમઝોર મુસલમાનોને કારણે કાફિરોને પુરે પુરી રાહત દુનિયામાં આપી નહિં.

સુરએ ઝુખરૂફ સીપારો ૨૫ આયત ૩૩–૩૪–૩૫ મી, 'અને જો બધા લોકોનો એક જ પથના (કાફિર) થઈ જવાનો સંભવ ન હોય તો અમો તેઓ માટે જે રહમાનનો ઈનકાર કરે છે તેઓના ઘરોની છતો ચાંદીની બનાવી દેતે. તથા સીડીઓ પણ, જેના ઉપર ચઢે ઉતરે છે અને તેઓના ઘરના દરવાજા તથા તખ્તા જેમના ઉપર તેઓ તકયા લગાડી બેસે છે. (તે સોના ચાંદીના કરી દેતે.) સોનાના કરી દેતે. પરંતુ એ બધું જ દુનિયાની ઝિંદગીનો લોભ છે. અને આખિરતની કાયમી બક્ષિસ તો તારા પરવરદિગારને ત્યાં અલ્લાહથી ડરનારા માટે છે.'

સર્વ કાફીરોને જયારે આખિરતમાં અઝાબ હંમેશા મળશે. તો દુનિયામાં એમને સંપુર્ણ આરામ મળી જાય. તેમના ઘરબાર સોના ચાંદીના કરી આપતે. એવું થતે તો સર્વ દુનિયાના તરફ લલચાઈ અલ્લાહની યાદથી ગાફિલ થઈ, દુનિયામાં મશ્ગુલ થઈ,

દુનિયાની લાલચમાં પડી જઈ, કાફિર બની જતે. કારણ કે જાહિલ લોકો એમ સમજે કે આ કાફિર લોકો અલ્લાહના દોસ્ત અને મેહબુબ છે એ માટે જ ઘણી દૌલત આપી. તેથી અલ્લાહે મુસલમાનોના ઉપર ઘણું જ એહસાન ફરમાવ્યું કે સર્વ કાફિરોને માલ દૌલત નહિં આપી. અમુકને આપી અને અમુકને ગરીબ બનાવ્યા અને મુસીબતોમાં મુકી દીધા. એક હદીષમાં આવ્યું છે કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે અગર મુસલમાન ગભરાઈ ન જાત તો હું કાફિરોને બદનના ઉપર લોંખડના પટાઓ ચઢાવી દેતે કે કાફિરોને કંઈ પણ તકલીફ ન થાય. અને કાફિરોના ઉપર દુનિયાને વરસાદના જેમ વરસાવતે. (દુર્રે મનષુર)

પરંતુ મુસલમાનની કમઝોરી જોઈ અલ્લાહ તઆલાએ વધુ પ્રમાણમાં દુનિયાની નેઅમતો કાફિરોને આપી નહિં. કે મુસલમાન કાફિરોની રાહતને જોઈ પોતાની મુસીબતોથી સખ્ત તકલીફ અનુભવે નહિં. આ સર્વ એ માટે જ છે કે કાફિરોને આખિરતમાં રજમાત્ર ભલાઈ મળવાની નથી. તેથી જ સર્વ બદલો દુનિયામાં જ આપી દીધો છે.

તેથી મુસલમાને કાફિરોની રાહતો જોઈ દિલમાં કંઈ પણ શંકા અનુભવવી જોઈએ નહિં. માલ દોલતનું મળવું અલ્લાહના દોસ્ત હોવાની નિશાની નથી.

## "મુસીબતો રહમત છે." મુસીબતોથી ગુનાહોનું માફ થવું.

ઈન્સાન કમઝોર છે. આરામ, રાહત માલદોલતની તમન્ના તેને હંમેશા રહે છે. અને મુસીબતો જાની હોય જેમ કે બીમારી, દુશ્મનોની માર ધાડ વિગેરે અથવા અવલાદમાં હોય કે તેનું મરણ થાય.અથવા માલમાં હોય—કે માલને આગ, રેલ, ડાકુ, ચોર વિગેરેથી નુકસાન પહોંચે તો પરેશાન થાય છે. અને એમ સમજે કે અલ્લાહ તઆલાએ ઘણી જ મોટી આફત મારા ઉપર નાંખી, પરંતુ બીજી તરફ ધ્યાન જતું નથી. કે આ મુસીબતોના ઉપર કેટલો ષવાબ મળશે. હું આપના સમક્ષ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ના ફરમાનો લખીને મુકું છું. કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ શું ફરમાવે છે.

સર્વ હદીષોને જમા કરવું તો મારી તાકતમાં નથી પણ થોડીક હદીષો આપના સમક્ષ રજુ કરૂં છું. અનસ (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે જયારે અલ્લાહ તઆલા કોઈ બંદાની સાથે ભલાઈનો વિચાર કરે છે. તો તેના ગુનાહોની શિક્ષા રોકી લે છે. અને કયામતના દિવસે પુરેપુરી સઝા આપશે. (તિરમિઝી શરીફ) કારણ કે દુનિયાની મુસીબતો આફતો કરતાં આખિરતનો



અઝાબ ઘણો જ સખત હોય છે. અને મુસીબતો આવવાથી ઈન્સાન પોતાની લાચારીનું યકીન કરી અલ્લાહના તરફ ધ્યાન કરી ઈબાદત બંદગી કરી, પોતાના ગુનાહોની માફી માંગી, ઉંચા ઉંચા મરતબા(સ્થાન) હાસિલ કરી, અલ્લાહને રાઝી કરે છે.

પરંતુ જે માણસ ઉપર જાન,માલ,અવલાદની મુસીબત નથી આવતી તો તેને પોતાના ગુનાહોમાં રાત દિવસ મશગુલ રહી, તોબહની તૌફીક નસીબ થતી નથી અને એ માણસ આખિરતમાં હલાક બરબાદ થશે.

અનસ (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યુંકે મુસીબત મોટી હોવાથી ષવાબ (બદલો) મોટો મળશે. જયારે અલ્લાહ તઆલા કોઈ જમાઅતને દોસ્ત બનાવે છે તો તે લોકોને મુસીબતોમાં મુકી દે છે. તે લોકો મુસીબતથી રાઝી થયા તો અલ્લાહ તઆલા તેમનાથી રાઝી થશે. અને અગર તે લોકો મુસીબતોથી નારાઝ થયા તો અલ્લાહ પણ તેમનાથી નારાઝ થશે.

(તિરમિઝી શરીફ, ઈબ્ને માજહ)

મુલ્લા અલી કારી મિરકાતમાં લખે છે કે આ હદીષથી જાહેર થયું કે મુસીબતો અલ્લાહની રઝામંદી અને દોસ્તી પ્રાપ્ત કરવાનું કારણ બને છે. પરંતુ મુસીબતોમાં સબ્ર કરવાથી આ મરતબો (સ્થાન) હાસિલ થશે.

અબુ હુરયરહ (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે મુસલમાન મર્દ અને ઔરતને લગાતાર મુસીબતો પોતાની જાનમાં,માલમાં, અવલાદમાં મરણ સુધી પહોંચતી રહે છે. અને મરણના ટાઈમે એક પણ બુરૂં કામ રહેશે નહિં. (તિરમિઝી શરીફ)

મુલ્લા અલી કારીએ લખ્યું છે કે મુસીબતોને કારણે તેના સર્વ ગુનાહોને અલ્લાહે માફ કરી આપયા હશે.

## "સાજા તાજા માણસોની આખિરતમાં તમન્ના"

જાબિર (રદી.) થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે જે લોકો દુનિયાનાં અંદર મુસીબતોમાં હતા તેમને અલ્લાહ પાક જયારે ષવાબ આપશે. તો સાજા તાજા તંદુરસ્ત માણસો એવી તમન્ના કરશે, કે હમારા ઉપર પણ દુનિયામાં મુસીબતો આવતે, કાતરોથી હમારી ચાંમડી કાતરવામાં આવતે તો પણ સારૂં થતે કે હમોને પણ આ ષવાબ મળતે. (તિરમિઝી શરીફ)

મુલ્લા અલી કારી (ર.અ.) લખે છે કે, અલ્લાહ પાક કુર્આન શરીફમાં ફરમાવે છે કે સબ્ર કરનારને બેહિસાબ (ઘણોજ) બદલો દેવામાં આવશે.અને માણસના ઉપર જયારે મુસીબતો આવે છે. તો નેક લોકો મુસીબતો ઉપર સબ્ર કરે છે. તેથી જયારે એ

લોકોને ઘણો જ મોટો બદલો આપવામાં આવશે. ગુનેહગાર તમન્ના કરશે કે હમારા ઉપર પણ આ પ્રકારની મુસીબતો આવતે તો હમોને પણ આ મહાન સવાબ મળતે.

સાજા—તાજા તંદુરસ્ત માણસો આજે બીમારી, જાન—માલ, અવલાદમાં બીજાની મુસીબતો જોઈ ખુશ થઈ રહયા છે. અથવા એક સમજી બેઠા છે કે હમો ફાયદામાં છીએ. એ લોકોની તમન્ના હશે કે હમારી ચામડીને કાતરોથી ટુકડે ટુકડા કરવામાં આવતે તો સારૂં થાત.

અમુક અકલમંદોએ લખ્યું છે કે ઈન્સાનની પયદાઈશની હાલત જ એવી છે કે તેનાથી મુસીબતો તકલીફો દુર જ નહિ થાય.

હકમ ઈબ્ને અતા લખે છે કે જયાં સુધી તું આ દુનિયામાં રહે ત્યાં સુધી મુસીબતોનું આવવું અનોખું ન સમજ. અગર મુસીબતો નહિં આવશે તો એવી બીમારી લાગુ પડશે કે તેની દવા દુનિયામાં નથી અને તે છે ઘરડાપણું (ઘડપણ).

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે દુનિયા મુસલમાનને માટે કેદખાના સમાન છે. અને કાફિરોને માટે જન્નત સમાન છે. (મિશ્કાત શ. ભા. ૩ પાનું. ૩૭૧)

જયારે કેદી જેલરની મરઝી વિરૂધ્ધ કોઈ કામ નથી કરી શકતો અને હંમેશા જેલના કાયદા હેઠળ રાત દિવસ પસાર કરવાના હોય છે. કાયદાનું પાલન નહિં કરવાથી મુસીબતો આવે છે. તો જયારે મુસલમાન અલ્લાહના બનાવેલા કાયદા કાનુન વિરૂધ્ધ કરશે. ત્યારે મુસીબતો આવવાની જ પરંતુ મુસીબતો રહમત બની આવશે. કે કયામતના દિવસે મુસીબતોનો ઘણો જ પવાબ મળવાથી સાજા તાજા માણસો મુસીબતો દુનિયામાં આવવાની તમન્ના કરશે પરંતુ તે સમયે તમન્ના કંઈ પણ કામ આવવાની નથી.

## મુસીબતોના ઈલાજો

અલ્લાહે જયારે બીમારી દુનિયામાં ઉતારી તો તેના માટે દવા પણ ઉતારી. એ જ પ્રમાણે જયારે દુનિયાવાળાઓના ઉપર અલ્લાહના તરફથી અઝાબો આવે છે તેનું મુળ કારણ અલ્લાહની નાફરમાની છે. તો સૌ પ્રથમ અલ્લાહે જે કામ કરવાનો આદેશ હુકમ આપ્યો છે તેને કરવું અને જે કામોથી મના ફરમાવ્યું તેનાથી રોકય જવું, રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના બતાવેલા રસ્તા અનુસાર ચાલીયે તો જ કામયાબી મળશે.

મુસલમાનની કામયબી એમાં જ છે. ૧૪૦૦ વર્ષ પાછળની તારીખ યાદ કરી, તેના ઉપર અમલ કરે તો દીન અને દુનિયામાં કામયાબી મળી શકશે. એના વગર કામયાબી મળવાની નથી. તેમજ બીજી ચીજો જેનાથી અલ્લાહની રહમતના દરવાજાઓ



ખુલે છે એના તરફ થોડુંક લખી આપનું ધ્યાન ખેંચીશ. કારણ કે એ વિષયો ઘણાં જ વિશાળ છે. કુર્આન અને હદીષમાં એના માટે ઘણું જ વિગત પુર્વક બયાન આવ્યું છે. તેના તરફ ફકત ધ્યાન અપાવીશ.

જે લોકો પોતાના કાબુમાં છે એવા લોકોને નર્મીથી રોકવાની કોશીશ કરવી જોઈએ. જેવી રીતે અવલાદ, ઔરતો તેમજ હાકિમના હાથ નીચેની પબ્લીક અને ઉસ્તાદોના હાથ નીચેના શાગિર્દોને હાથથી રોકવું જોઈએ. હાથથી રોકી શકતા નથી તો ઝબાનથી નસીહત કરી રોકવું, નસીહત પણ કામમાં ન આવે ત્યારે એવા માણસો સાથે ઉઠવા, બેસવાનું અને મેલ—મીલાપ સદંતર બંધ કરી દો. કઅબ બિન માલિક તેમજ બીજા બે સહાબીઓ ગઝવએ તબુકમાં શરીક થઈ શકયા નહિ, ત્યારે તેમની સાથે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ વાતચીત અને લેવળ દેવળનો વ્યવહાર સદંતર બંધ કરી નાખયો. તેઓની તૌબા કબુલ થઈ ત્યાર બાદ વ્યવહાર શરૂ કર્યો. વધુ તફસીર બુખારી શરીફમાં છે. અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)એ એ હદીષ બયાન કરી કે તમારી ઔરતોને મસ્જિદે જવાથી ન રોકો. એમના છોકરાએ કહયું, હું નહિં જવા દઉં તો. અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) નારાઝ થયા. છોકરાને ઘણો જ સખ્ત ઠપકો આપ્યો. અને વફાત સુધી વાત ન કરી. અબ્દુલ્લાહ બિન મુગફફલે એમના ભત્રીજાને નાની કાંકરીઓ મારતો જોયો. તેમને કહયું કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ એમ કરવાથી મના કરી છે. કોઈની આંખમાં લાગી જાય તો નુકસાન થાય. ભત્રીજાએ માન્યું નહિં. ફરીવાર કાંકરી મારી તેથી ઘણો ગુસ્સો કર્યો અને વફાત સુધી વાત ન કરી. (ઈબ્ને માજહ શરીફ) આજે દુનિયાના મામુલી નફા માટે લડાઈ, ઝઘડાઓ કરી એક બીજાને ત્યાં ખુશી અને ગમીના પ્રસંગોમાં હાજર નથી રહેતા. પરંતુ દીન પર અમલ ન કરનાર, અને હરામ કામોમાં મશ્ગુલ રહેનાર સાથે વ્યવહાર તો કયાં બંધ કરે. એમના વગર ચાલતું પણ નથી. કુર્આન શરીફમાં હુકમ છે કે નસીહત પછી અમલ ન કરે તો તેની સાથે ન બેસો. નાફરમાન પાપીઓ સાથે ઉઠવું બેસવું છોડી દેવું ઈમાન કામિલ હોવાની નિશાની છે.

પોતાના ગુનાહોની માફી માંગે, હકદારો નો હક અદા કરે, વધુમાં વધુ ઈસ્તેગફાર પડે. ફકત જીભ થી નહિં, દિલથી. અલ્લાહ તઆલા ફરમાવે છે કે ગુનાહોની માફી માંગો. લગાતાર વરસાદ વરસાવીશ. (સુરએ નુહ) બીજી જગ્યાએ અલ્લાહનો હુકમ છે કે ગુનાહ તમારા રબથી માફ કરાવો, બેશક તે ગુનાહોને બક્ષવાવાળો છે. તમારા ઉપર ઘણો જ વરસાદ મોકલશે. તમારા માલ અને અવલાદમાં વધારો થશે. અને તમારા માટે બાગ અને નેહરોનુ ઈન્આમ આપીશું. હદીષમાં છે કે માણસ જયારે ઘણી જ માફી માંગે છે અને તેના ઉપર હંમેશગી કરે છે તો અલ્લાહ તેના માટે છુટકારાનો રસ્તો બનાવી આપે છે, ગમ, ફિક, પરેશાનીઓ દૂર કરે છે. અને રોઝીના દરવાજા એવી જગ્યાએ ખોલી દે છે કે તે માણસના ખ્યાલમાં પણ ન હોય. (અબુ દાઉદ, નસઈ)

ગુનાહથી તૌબા કરનારો એવો છે કે તેણે ગુનોહ કર્યો જ નથી. (હદીષ) ખરી તૌબા એ જ છે કે પાછલા ગુનાહ ઉપર નદામત (પસ્તાવો) ઝાહિર કરે. અને ભવિષ્યમાં ગુનાહ ન કરવાનો અહદ કરે.

અલ્લાહથી માંગો અને ભવિષ્યમાં ગુનાહ ન કરવાનું વચન અલ્લાહના હકો માટે છે. પરંતુ જે બંદાના હકો છે. જેમ કે કોઈનો માલ હરામ રસ્તે કબઝે કર્યો છે, જમીન મકાન કબઝે કીધુ છે. એની માફી એ જ છે કે તેનો હક તેને અદા કરો. અથવા એનાથી માફ કરાવી લો. (નવવી શરહે મુસ્લિમ શરીફ, ભા.૨, પાનું–૩૫૪) એવી જ રીતે કોઈની ગીબત કીધી, તોહમત લગાદી, ગાળો ભાંડી વિગેરે. એ યાદ અપાવી માફ કરાવી લ્યો.

બંદાના હકો માટે ઘણો જ ખૌફ કરવાની જરૂરત છે. કારણ કે બંદો જયાં સુધી માફ નહી કરશે, ત્યાં સુધી માફ થવાના નથી. ઈન્સાન જયારે બીમાર પડે છે. દવા–દારૂ કરે છે, ડોકટર–હકીમ પરહેઝ બતાવે છે કે આ ખોરાક લેવો નહિં. એ ખોરાક લેવાથી દવા અસર નહિં કરશે. એવ જ રીતે ઈન્સાનની રૂહ પણ બીમાર પડે છે. એની દવા નમાઝ, રોઝા, ઝકાત, તસ્બીહ, તહલીલ વિગેરે ઘણી જ છે.

પરંતુ યાદ રાખો, એ દવાથી ફાયદો ત્યારે જ થશે કે જે કામોથી કુર્આન હદીષોમાં પરહેઝનો (બચવાનો) હુકમ આપ્યો છે તેનાંથી દૂર રહેશો. તો ફાયદો પુરેપુરો થશે. નહિં તો ફાયદો થશે નહિં. તેથી ગુનાહથી દૂર રહેવાનો હુકમ આપ્યો છે. એનાથી દૂર રહેવાની કોશીશ કરો.

ગુનાહ થઈ જાય તો ઉપર લખવા મુજબ ગુનાહોની મુઆફી માંગી લેવી જોઈએ. માફી નહિં માંગવાથી નાનકડો ગુનોહ પણ મોટો થઈ જાય છે. અલ્લાહના પ્યારા રસુલ કેટલા ઈસ્તેગફાર કરતા હતા.

## અલ્લાહના રસુલ માસુમ (બેગુનાહ) હોવા છતાં દિવસમાં કેટલી વાર માફી માંગતા હતા?

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે હું દિવસમાં સીત્તેર વખત માફી માંગુ છું. (બુખારી શરીફ) અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) બયાન કરે છે, અમો એક એક બેઠકમાં ગણતા હતા કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એકસો વાર ઈસ્તેગફાર માંગતા હતા. (તિરમિઝી શરીફ) જયારે અલ્લાહના (માસુમ) બેગુનાહ રસુલ અલ્લાહથી ઘણી જ માફી માંગતા તો હમો તો કદમ કદમ ના ઉપર ગુનેહગાર છીએ, અમારી બંદગીના પણ ઠેકાણા નથી. તો હમારે હમારા ગુનાહોની



માફી માંગવું અતિશય જરૂરી છે.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે બંદો ગુનાહ ન કરતે તો અલ્લાહ પાક બીજી મખ્લુક પૈદા કરતે. તે ગુનાહોની માફી માંગતે અને અલ્લાહ માફ કરી આપતે. (મુસ્લિમ શરીફ, ભા.૨, પાનું–૩૫૫) અલ્લાહ તઆલા માફી માંગનારની માફીથી ઘણાંજ ખુશ થાય છે. અલ્લાહ તઆલા ફરમાવે છે એ બંદા જયાં સુધી તુ મને યાદ કરતો રહેશે, માફી માંગતો રહેશે, હું તને માફ કરતો રહીશ. તારા ગુનાહ આસમાન સુધી પણ કેમ ન પંહોંચી જાય, ઝમીન ભરીને પણ તારા ગુનાહ હશે અને ઈમાન ઉપર મરણ થશે તો ઝમીન ભરીને માફી આપી દઈશ. (તિરમિઝી શ.)

અલ્લાહ તઆલા ફરમાવે છે જયાં સુધી મારો બંદો એમ સમજે છે કે હું માફી આપવા ઉપર તાકત ધરાવું છું. તો હું તેને માફ કરી દઈશ, જયાં સુધી શિર્કમાં ન ફસાય. (શરહે સુન્નાહ)

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવી રહયા હતા. એ અલ્લાહ તું સવૂ ગુનાહ માફ કરી આપ, તારો કયો બંદો છે જે ગુનાહ કરતો નથી. (તિરમિઝી શરીફ)

## માફી માંગવાના ફાયદાઓ

અબુ હુરયરહ (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે જયારે માણસ ગુનાહ કરે છે એના દિલ ઉપર કાળો ડાઘ પડે છે, માફી માંગશે તો તે ધોવાય જશે. માફી નહિં માંગશે બીજો,ત્રીજો ગુનોહ કરવાથી દિલના ઉપર કાળસ કાટ જમા થઈ દિવસે દિવસે વધતા વધતા કાટ જમી જાય છે. (તિરમિઝી શરીફ) એનાથી ષાબિત થયું છે માફી માંગવાથી દિલ સાફ થઈ જાય છે. નહિં તો એવો ટાઈમ આવે છે કે ઈમાન થી નીકળી જાય છે. બીજી રિવાયતમાં છે કે ગુનો કરવા પછી તૌબા તિલ્લા કરનાર માણસ તેવો છે કે તેણે ગોનોહ કર્યો જ નથી. (બયહકી) રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે અલ્લાહના ડરથી જે માણસની આંખોથી માખના માથા જેવડા ટીપા નીકળ્યા, અલ્લાહ તઆલા તેના પર જહન્નમની આગ હરામ કરી દેશે. (ઈબ્ને માજહ શરીફ)

બીજી રિવાયતમાં છે કે અલ્લાહપાક ગુનાહ કરવા પછી તૌબા કરનારની તૌબાથી ઘણા જ ખુશ થાય છે. (મુસ્લિમ શરીફ)

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે એ માણસ ઘણો જ નસીબદાર છે કે તેના ચોપડામાં ઘણો જ ઈસ્તિગફાર લખાયો હોય.

(ઈબ્ને માજહ શરીફ)

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે મુસલમાનની હાલત એવી હોય છે કે ગુનોહ કરવા પછી એમ સમજે છે કે હું પહાડના નીચે બેઠો છું. હંમેશા એને એવી બીક લાગ્યા કરે છે કે એ પહાડ મારા ઉપર પડશે. (મુસ્લિમ શરીફ) માટે ઈમાનનો તકાઝો એ છે કે પોતાના ગુનાહની માફી હર હંમેશા માંગતો રહે. અને અલ્લાહથી ડરતો રહે. તે ગુનાહ પર પકડ ન કરી લે.

અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે જે માણસ હંમેશા ઈસ્તિગફાર પઢે છે તો અલ્લાહ પાક તેના માટે દરેક તંગીથી છુટકારો, દરેક ચિંતાથી છુટકારો આપી, એવી જગ્યાએથી તેને રોઝી આપે છે, કે તેને તેનું ધ્યાન પણ તે જગ્યા ઉપર ગયું ન હોય. (અબુ દાઉદ શરીફ)

આજે કયો માણસ છે. જેને ફિક્ર ચિંતા કે રોઝીની ફિક્ર ન હોય. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે ગુનાહોની માફી માંગવાથી છુટકારો મેળવશો રોઝીમાં વધારો થશે. માટે શૈતાની કામો છોડી રહેમાની સ્કીમો ઉપર અમલ કરી આપણે પોતાની પરેશાની દૂર કરવાની ફિક્ર કરીએ.

કતાદહ (રદી.) કહે છે કે કુર્આન શરીફ તમારી બીમારી તેમજ દવા બંને બતાવે છે. ગુનોહ બીમારી છે અને એની દવા ઈસ્તિગફાર છે. અલી (રદી.) ફરમાવે છે કે ઘણી જ તઅજજુબની વાત છે કે માણસની પાસે બચાવનારૂ હથિયાર હોવા છતાં હલાક થઈ જાય. પુછવામાં આવ્યું કે શું ? ફરમાવ્યું, ઈસ્તિગફાર હોવા છતાં માણસ હલાક કેમ થઈ શકે ? (ઈહયાઉલ ઉલુમ ભા.૧, પાનું–૨૮૩)

અલ્લાહની રહમતોનો પાર નથી. ગુનાહની માફી માટે અલ્લાહ તઆલા એ ઈન્સાનને માફી માંગવાનું એક હથીયાર આપ્યું છે. અને એ એટલું બધું તાકતવાળુ છે કે ઝમીન ભરીને પણ ગુનાહ હોય તેને માફ કરાવી આપે છે. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું છે કે શૈતાને અલ્લાહથી દુઆ કીધી કે એ અલ્લાહ તારી ઈઝઝતની કસમ, જયાં સુધી ઈન્સાનના બદનમાં જાન છે હું ગુમરાહ કરતો રહીશ. અલ્લાહ તઆલા એ ફરમાવ્યું મારી ઈઝઝતની કસમ–મારા જલાલની કસમ–મારા ઉંચા માન મરતબાની કસમ, હું હંમેશા મારા બંદાઓના ગુનાહોને માફ કરતો રહીશ, જયાં સુધી મારાથી માફી માંગતો રહેશે. (અહમદ) માટે પોતાના માટે તેમજ મરનારના માટે અલ્લાહ થી દરેક ગુનાહની હર હંમેશા માફી માંગતા રહેવું જોઈએ.





## મરનાર માણસોની ઈચ્છા તમારાથી શું છે ?

અબુ હુરયરહ (રદી.) થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા નેક બંદાઓના મરતબા જન્નતમાં ઉંચા કરશે, તો તે લોકો કહેશે કે આમ કેમ બન્યું . અલ્લાહ તઆલા ફરમાવશે કે તમારી ઔલાદે તમારા માટે માફી માંગી હતી. તેના સબબે તમારા મરતબા ઉંચા કરવામાં આવ્યા છે. (અહમદ)

અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.) થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે મય્યત (મુર્દો) કબ્રમાં એવો હોય છે કે જેવો પાણીમાં ડુબવાવાળો માણસ કે જે મદદની શોધમાં હોય. મય્યત (મુર્દો) પોતાના બાપ–માં, ભાઈ, દોસ્તથી દુઆનો ઈન્તિઝાર કરતો હોય છે. જયારે જીવતા માણસો એમના માટે દુઆ કરે છે તો એમને પુરી દુનિયાથી પણ એ દુઆ અતિપ્રીય છે. અલ્લાહ તઆલા કબ્રોમાં જીવતા માણસની દુઆથી પહાડ જેટલી રહમત ઉતારે છે. અને જીવતા લોકોનો હદયો તોહફો મરેલાઓને માટે મગફિરત માંગવું છે. (બયહકી)

ઉપરની હદીષોથી ષાબિત થયું કે મરણ પામેલા સગા–સંબંધીઓ પોતાના પાછળ રહી ગયેલા સગાઓથી ઉમ્મીદ રાખે છે કે તેમના માટે માફી માંગે, ષવાબ મોકલો અને એનાથી તેમને ફાયદો થાય છે. પહાડો જેવી રહમત અને મગફિરતથી અલ્લાહપાક તેમને નવાઝે છે. માટે વધુમાં વધુ તેમના માટે મગફિરતની દુઆ માંગવી જોઈએ.

જયારે બીજાઓના માટે દુઆ ઈસ્તિગફાર ફાયદા કારક છે તો જે માણસ હયાત છે તે લોકો માફી માંગશે તો ઘણો જ ફાયદો થશે જેને કુર્આન અને હદીષોમાં ઘણી જ વિગતવાર બયાન કરવામા આવ્યું છે. હું તો ફકત અહિંયા એના તરફ થોડાક ઈશારા કરૂં છું.

## દુઆ

**ઈલાજ :–** દુઆ, હદીષમાં આવ્યું છે કે, 'કોઈ ચીજ થી તકદીર બદલાઈ શકે છે તો દુઆ છે.' (તિરમિઝી) બીજી હદીષમાં છે કે 'દુઆ નફો આપે છે દરેક મુસીબતમાં, ચાહે તે મુસીબત આવી ગઈ હોય અથવા આવવાની હોય.' (હાકિમ) અલ્લાહ તઆલા કુર્આનમાં ફરમાવે છે કે ' મારાથી માંગો, હું તમારી દુઆને કબુલ કરીશ.'હદીષે કુદસીમાં છે કે ' એ બંદા તારા અને મારા માં એજ તાઅલ્લુક છે કે તુ દુઆ કર હું કબુલ કરીશ.' બીજી એક હદીષ છે કે 'દુઆ મુસલમાનોનું હથિયાર છે.' બીજી એક હદીષમાં છે કે '

અલ્લાહની પાસે દુઆથી વધારે કોઈ ચીઝ અફઝલ નથી. જેને દુઆ માંગવાની તૌફીક આપી તેના માટે રહમતના દરવાજા ખોલી દેવામાં આવે છે. દુઆ ઈબાદતનું મગ્ઝ છે.' (અવજઝુલ મસાલિક, ભા.૨, પાનું–૩૯૩) મગ્ઝ કહેવાનું કારણ ઈબાદત અલ્લાહની બંદગી છે. અને "ખરી બંદગી માણસ પોતાની જાતને હકીર (હલકો) એટલે તુચ્છ સમજે. દુઆનો અર્થ, નાનો મોટાથી ઝિલ્લતીની સાથે માંગે" માટે દુઆમાં જેટલી અજિઝી અને ઈન્કિસારી છે, બીજી ઈબાદતોમાં નથી.

**દુઆ માંગવાની રીતઃ–** વુઝુ કરી નમાઝ પઢી, હાથ ઉઠાવી હાથને મોં સુધી ઉંચા કરી, દુરૂદ પઢી, અલ્લાહની હમ્દો સના પઢી ગુનાહોની માફી માંગે જે મુસીબત આવી હોય તેને દૂર થવાની, અને અલ્લાહની રહમત, અને વરસાદના માટે દુઆ માંગવી. દુઆમાં પોતાનું કંઈ નેક કામ કર્યું હોય તેના વસીલાથી અથવા નેક લોકોના વસીલાથી, તેમજ વરસાદના માટે, જઈફ, કમઝોર, બચ્ચાઓ, જાનવરો, નેક નવજુવાનોનાં વસીલાથી દુઆ કરે. બુખારી શરીફ ની રિવાયત છે કે ' તમોને રોઝી અને મદદ તમારા કમઝોરોના સબબે મળે છે.' બીજી રિવાયતમાં છે કે 'અગર તમારા અલ્લાહથી ડરવાવાળા નવજુવાનો ન હોત, ચરવાવાળા જાનવરો ન હોત, તેમજ રૂકુઅ કરવાવાળા ઘરડાઓ ન હોત, તેમજ દુધ પીનારા નાના બાળકો ન હોત તો તમારી ઉપર અઝાબ મોકલવામાં આવતે. પરંતુ કમઝોર ઘરડાઓ અને નેક નવજુવાન, બેઝુબાન જાનવરો તેમજ માસુમ બચ્ચાઓના કારણે વરસાદ આવે છે.' અમ્માર બિન યાસિર તેમજ હઝરત હુઝયફહ (રદી.) થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે જયારે અલ્લાહ તઆલા બંદાઓથી બદલો લેવા ચાહે છે તો બચ્ચાઓને મૌત આપે છે, અને ઔરતોને વાંઝ કરી દે છે. જેથી બચ્ચા પૈદા ન થાય પછી બદલો લે છે. 'એવી હાલમાં કે તે કૌમમાં એક પણ રહેમતના લાયક રહેતો નથી. માસુમ બચ્ચાઓને સબબે અલ્લાહની રહમત આવે છે.' અને અનસ (રદી.) રિવાયત છે કે ઉંમર (રદી.)ના ઝમાનામાં જયારે દુકાળ આવ્યો તે સમયે હઝરત ઉંમર (રદી.)એ અબ્બાસ (રદી.) ના વસીલાથી દુઆ કરી એ અલ્લાહ હમે તારા નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના વસીલાથી દુઆ કરતા હતા. અને તું અમારા દુઆને કબુલ કરતો હતો. એ અલ્લાહ અમે અમારા નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના કાકા, અબ્બાસ (રદી.)ના વસીલાથી દુઆ કરીએ છીએ, એ અલ્લાહ અમારી દુઆને કબુલ કર. વરસાદ વરસાવ.' અનસ (રદી.) કહે છે કે વરસાદ આવતો હતો અને લોકો નીશ્ચીંત થતા હતા. (બુખારી શરીફ)

અબુ સલમહ (રદી.) થી રિવાયત છે કે અબુ બક્ર (રદી.) જયારે મુરતદ થનારા લોકો તરફ લશ્કર મોકલતા હતા. અને તેમને રવાના કરવા માટે જતા હતા. સાથે હઝરત અબ્બાસ (રદી.) ને લઈ જતા હતા. અને કહેતા, અબ્બાસ તમે દુઆ માંગો હું આમીન કહીશ અને ઉમ્મીદ છે કે તમારા જે તઅલ્લુક અને સગાઈ રસુલુલ્લાહ



સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સાથે છે તેથી દુઆ રદ થશે નહિં. કબુલ થશે.

## નેક કામો નેક લોકોના વસીલાથી કરવા જાઈઝ છે.

ઈબ્ને અબ્બાસ (રદી.) થી દુઆના શબ્દો વરસાદ માટે જે બયાન કર્યા છે અમુકમાં આ છે. 'અલ્લાહ બેઝબાન જાનવરોની સિફારિશ કબુલ કર.' હઝરત ઉંમરે કહયું 'અલ્લાહ તઆલા' "નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ના ચાચા અને બાપ સમાન કાકાને તારા તરફ મુતવજજેહ કર્યા છે. અમોને પાણીથી સૈરાબ કર અને નાઉમ્મીદ થનારાઓમાં ન બનાવ." પછી અબ્બાસ (રદી.) એ દુઆ શરૂ કરી,'અલ્લાહ કોઈ પણ મુસીબત ગુનાહ વગર ઉતરતી નથી અને તૌબા વગર જતી નથી. લોકોએ મને તારા તરફ મુતવજજેહ કર્યો છે જે મારી ઈઝઝત રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના દિલમાં હતી. અમારા ગુનેહગાર હાથો, અને ચેહરાઓ આજે તૌબાના માટે હાથ ઉઠાવી રહયા છીએ. દુઆ કબુલ કર અને વરસાદ મોકલ.' પહાડોના જેમ વાદળો ચઢી આવ્યા અને વરસાદ વરસ્યો, અને ઝમીન તર થઈ ગઈ અને જે મુસીબત હતી તે દૂર થઈ. લોકોને જીવન દાન મળ્યું. (ઉમદતુલ કારી, શરહે બુખારી શરીફ, ભા.૭, પાનું–૩૩)

હાફિઝ ઈબ્ને હજર (રહ.) હદીષની શરહમાં લખે છે કે ઉંમર (રદી.) એ ખુત્બો દીધો તેમાં કહયું, 'રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમ પોતાના ચાચાની સાથે એવો સુલુક (વર્તાવ) કરતા હતા જેવી રીતે છોકરો બાપની સાથે. લોકો તમે રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમની તાબેદારી કરો અને તમો રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમના ચાચાની એ જ પ્રમાણે ઈઝઝત કરો. અને એમનો વસીલો બનાવી અલ્લાહથી દુઆ કરો. દુઆમાં મશગુલ રહયા તે જગ્યાથી ખસ્યા ન હતા કે વરસાદ આવ્યો. તે વર્ષનું નામ 'અભુરિંદા' સન, હિજરી ૧૮ નો કિસ્સો છે. હઝરત મુઆવીઅહ (રદી.) યઝીદ બિન અસ્વદને આગર કર્યા અને કહયું અમારામાં જે બેહતર અને અફઝલ છે તેના વસીલાથી દુઆ માંગીએ છીએ. યઝીદે હાથ ઉઠાવ્યા, લોકો એ હાથ ઉઠાવ્યા. દુઆ કરી. વાદળો આવ્યા અને વરસાદ વરસવા લાગ્યો. લોકો ઘરે પણ પંહોચ્યા ન હતા કે વરસાદ આવ્યો. ( શરહે બુખારી, ભા.૨, પાનું–૩૩૯, ફતહુલ બારી)

જયારે કમઝોરો, ઘરડાઓ અને બચ્ચાઓના વસીલાથી વરસાદ માંગે અને લોકો આમીન કહે તો એ લોકોની દુઆ કબુલ થવાની કરીબ છે. (શામી, ભા.૧ પાનું–૬૨૪) જયારે નમાઝ પઢવા જાય ત્યારે જાનવરોને પણ લઈ જાય. રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું જયારે કે એક નબી દુઆ માંગવા ઉમ્મત સાથે

જઈ રહયા હતા ત્યારે એક કીડી પગ ઉંચો કરી દુઆ માંગી રહી હતી. તો સુલૈમાન (અ.વ.)એ ફરમાવ્યું કે ચાલો કીડીની દુઆ કબુલ થઈ ગઈ.(દારે કુત્ની) એથી ઝાહિર થયું કે પશુ, પક્ષી, કીડી–મકોડા પણ અલ્લાહથી દુઆ માંગે છે. અને વરસાદ ના આવવાથી એમને પણ અસર પંહોચે છે. એ કીડીએ શું દુઆ માંગી હતી ? મિશ્કાતમાં મુલ્લા અલી કારીએ ભા.૨, પાનું–૨૮૯ માં લખ્યું છે કે દુઆ આ હતી. 'એ અલ્લાહ તેં અમોને પૈદા કર્યા, અમોને તુ રોઝી આપશે ત્યારેજ જીવતા રહીશું અને વરસાદ નહિં મોકલે તો અમે હલાક થઈ જઈશું.' બીજી રિવાયતમાં આ દુઆ પણ છે.

'એ અલ્લાહ તારી મખ્લુકમાંથી અમો પણ મખ્લુક છે. ઈન્સાનના ગુનાહોના કારણે તુ અમોને હલાક ના કર.' એનાથી ઝાહિર થયું કે ઈન્સાનના ગુનાહોથી વરસાદ રોકાય છે. અને એનાથી બીજી દરેક મખ્લુકને તકલીફ થાય છે.

મુલ્લા અલી કારી હદીષની શરહમાં લખે છે કે અલ્લાહની અઝમત તેમજ કુદરતનું બયાન છે. બીજી તરફ અલ્લાહની રહમત અને મહેરબાની મખ્લુકના ઉપર છે તેનું બયાન છે. ત્રીજુ નાનામાં નાની વસ્તુ પણ અલ્લાહના ઈલ્મમાં છે. અને તમામ મવજુદ ચીઝોનું ઈલ્મ અલ્લાહને છે. ચોથી અલ્લાહની કુદરત મામુલી કારણને પણ સબબ બનાવી ઈન્સાનની હાજતો પુરી કરે છે. (મિશ્કાત પાન.નં.–૨૮, ભા.૨)

## સદકાત, ખૈરાત કરવું અને માલની પુરેપુરી ઝકાત અદા કરવી.

સદકો આપનારા માટે કુર્આન શરીફ કહે છે કે 'બેશક' અલ્લાહ તઆલા સદકાતથી માલમાં ૧૦% થી ૭૦૦% અને તેનાથી વધારે જેને ચાહે તેને આપે છે. વ્યાજથી માલ હલાક થાય છે. માલમાં કમી આવે છે. અબુ હુરયરહ (રદી.) કહે છે કે રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે સદકાતથી માલ ઓછો થતો નથી. અને જે માણસ પોતાના દુશ્મન પર કાબુ હોવા છતાં માફ કરી દે છે તો અલ્લાહ તઆલા તેની ઈઝઝતમાં વધારો કરે છે. અને જે માણસ અલ્લાહના માટે આજિઝી કરે છે તો અલ્લાહ તેને સમાજમાં ઉંચો કરે છે. (મુસ્લિમ શરીફ) અનસ (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે જયારે અલ્લાહ તઆલા એ જમીનને પૈદા કરી ત્યાં જમીન હરકત કરવા લાગી તો અલ્લાહ તઆલાએ પહાડ ને પૈદા કરયા. તેનાથી ઝમીન થંભી ગઈ. ફરિશ્તાઓ પહાડની તાકતથી નવાઈ પામ્યા અને પુંછયું. પહાડ થી વધારે તાકતવાળી વસ્તુ છે ? અલ્લાહ તઆલાએ જવાબ આપ્યો. 'હાં, લોંખડ' લોંખડથી પહાડોને તોડવામાં આવે છે. અને રસ્તાઓ પણ બનાવવામાં આવે છે. ફરિશ્તાઓએ પુછયું. લોંખંડથી વધારે તાકતવાળી વસ્તુ કઈ છે? 'હાં,આગ'



આગથી લોખંડને ઓગાળવામાં આવે છે. ફરિશ્તાઓએ પુછયું, આગથી તાકતવાળી વસ્તુ કોઈ છે? જવાબ આપ્યો. 'હાં,પાણી' આગની ગરમીને ખલાસ કરે છે. ફરિશ્તાએ પુછયું, તારી મખ્લુકમાં પાણીથી વધારે કોઈ તાકતવારી વસ્તુ છે ? જવાબ આપ્યો. 'હાં, હવા' હવા વાદળોને એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જાય છે. ફરિશ્તાએ પુછયું કે એનાથી વધારે કોઈ સખ્ત મખ્લુક છે ? તો અલ્લાહ તઆલાએ જવાબ આપ્યો, 'હાં,માણસની ખૈરાત' જમણા હાથથી કરે છે અને ડાબા હાથથી છુપાવે છે.

સદકો હવા, આગ, પાણી, લોખંડ સર્વથી ભારે છે. માણસ અલ્લાહના હુકમ પ્રમાણે ઝકાત,સદકો વાજિબ, નફલ અદા કરશે. આગ,હવા, પાણીના ઉપર ગાલિબ થઈ એના નુકસાનને ખત્મ કરે છે.

અબુ હુરયરહ (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે દરરોજ સવારમાં બે ફરિશ્તા આસમાન પરથી જમીન પર ઉતરે છે. તેમાંથી એક કહે છે કે, "એ અલ્લાહ તઆલા તારા રસ્તામાં ખર્ચ કરનારને એનો બદલો આપ. અને રોકનાર(બખીલ)ને બરબાદી આપ." (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

જાબિર (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું બખીલી થી બચો. માલની મુહબ્બતે આગલી કૌમોને હલાક કરી નાંખી, માલની મુહબ્બતને કારણે લડાઈઓ, ઝઘડાઓ કીધા. અને હરામને હલાલ કીધું. (મુસ્લિમ શરીફ)

અસ્મા (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું ખર્ચ કર માલ જમા ન કર.(બુખારી, મુસ્લિમ શરીફ) કોઈપણ વસ્તુને હકીર (નજીવી) ન સમજે, બીજી રિવાયતમાં છે કે ખજુરનો એક ટુકડો પણ કેમ ન હોય ? બીજી રિવાયતમાં છે કે બરેલી ખાક પણ કેમ ન હોય ? અલ્લાહ તઆલાના રસ્તામાં ખર્ચ કરો તમારી તાકત પ્રમાણે આપો. થોડું ન સમજો. અબુ હુરયરહ (રદી.) થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું કે ખારેક જેવી વસ્તુ અથવા ખારેકની કિંમત જેટલી વસ્તુ હલાલ કમાઈથી અલ્લાહ તઆલાના રસ્તામાં ખર્ચ કીધી તો અલ્લાહ તઆલા તેને કબુલ ફરમાવે છે, અને તેમાં વધારો કરે છે, અને તેની નિગરાની (સંભાળ) કરે છે. તેને પહાડ જેટલી મોટી કરે છે. જેવી રીતે તમારી ઘોડીના બચ્ચાની હિફાઝત કરી તમો ઉછેરો છો. (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ) અલી (રદી.) થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું સદકાતમાં જલ્દી કરો. મુસીબતો તેને ઓળંગીને આવવાની નથી. સદકાત અલ્લાહના ગુસ્સાને ઠંડો કરે છે. દરેક માણસ પોતાની તાકત પ્રમાણે સદકાત કરી મુસીબતોથી બચે.

## ઈન્સાનની મદદ કરી અલ્લાહની મદદ મેળવો.

ઈન્સાન અલ્લાહના હકો નમાઝ,રોઝા,ઝકાત જેવી ઈબાદતો કરે છે, પરંતુ ઈન્સાનના હકોથી ઘણો જ ગાફિલ, દૂર રહી પોતાની આખિરત બગાડી રહયો છે. ઈન્સાનીયત માણસમાં આવવાથી અલ્લાહની કેવી કેવી રહમતો ઉતરે છે અને કેવી કેવી કામિયાબીઓ અને મદદો મલે છે. અને જેનાથી કેટલાક અઝાબો દૂર થાય છે. જેનાથી આજે હમો ઘણાં દૂર છીએ. અબુ હુરયરહ (રદી.) રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમથી રિવાયત કરે છે જે માણસ મુસલમાનની થોડીક દુન્યવી તકલીફ દૂર કરી દે અલ્લાહ પાક તેની મોટી મોટી તકલીફો કયામતના દિવસે દૂર કરશે. જે માણસે મુસલમાનની સાથે આસાની કીધી, અલ્લાહ પાક તેના ઉપર દુનિયા અને આખિરતમાં આસાની કરશે. જે માણસ કોઈ મુસલમાન ભાઈના અય્બ–ખામી છુપાવે તો અલ્લાહ કિયામતના દિવસે એના અયબો છુપાવશે. જયાં સુધી ઈન્સાન પોતાના ભાઈની મદદમાં હોય છે અલ્લાહપાક તેની મદદમાં હોય છે.

(અબુ દાઉદ શરીફ, ભા.ર, પાનું–૩ર૦)

બીજી રિવાયતમાં છે કે મુસલમાન મુસલમાનનો ભાઈ છે. તેના ભાઈ ઉપર ઝુલ્મ ન કરે. તેમજ બદલો ન લે. જે માણસ પોતાનાભાઈની જરૂરતમાં કામ લાગે અલ્લાહ પાક તેની જરૂરત પુરી કરશે, અલ્લાહ પાક કયામતના દિવસે મોટી મુસીબતો દૂર કરશે. જે માણસ પોતાના મુસલમાન ભાઈના અય્બો છુપાવશે અલ્લાહ પાક કિયામતના દિવસે તેના અયબો છુપાવશે. (અબુ દાઉદ શરીફ, ભા.ર, પાનું–૩૧૪) એવા ગુનાહ જે છુપી રીતે કરે છે તેને છુપાવવા જોઈએ. ઝાહેરમાં કરતો હોય તેનો આ હુકમ નથી. રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમથી રિવાયત છે કે માણસ પોતાના ભાઈના અય્બો છુપાવશે તે એવો છે કે દાટેલી છોકરીને જીવતી કીધી હોય. (અબુ દાઉદ શરીફ) કારણ કે તેનો ગુનાહ અયબ પબ્લીકમાં આવી જવાથી લોકોમાં દિલોથી તેની ઈઝઝત નીકળી જશે. ઈઝઝત નીકળી જવાથી સમાજમાં મરેલા જેવો છે. માટે ઐબો છુપાવી તેને જીવતો કરી આપ્યો. સઈદ બીન મુસય્યબ ફરમાવે છે કે રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમ અમુક સહાબા (રદી.)ની સાથે બેઠા હતા. તેમાં અબુ બક્ર (રદી.) પણ હતા. એક માણસે આવ્યા અને અબુ બક્ર સીદ્દીક (રદી.) ને ખરાબ ખરાબ ભાંડવા માંડયા. રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમ ચુપ હતા. અબુ બક્ર (રદી.)બે વાર ચુપ રહયા પછી એવણે જવાબ આપ્યો તો રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમ ચાલ્યા ગયા. અબુ બક્ર (રદી.) સમજયા કે રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમ નારાઝ થઈ ગયા અને રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમની ખિદમતમાં હાજર થયા, અરઝ કર્યુ અલ્લાહના રસુલ તમો નારાઝ થઈ ગયા ? જવાબ આપ્યો. 'તમે જયાં સુધી ચુપ હતા, ફરિશ્તો આસમાનથી ઉતરી જવાબ આપી રહયો હતો. તમોએ



જવાબ આપવા શરૂ કર્યું તો, શૈતાન આવી લાગ્યો અને જયારે શૈતાન આવે છે હું બેસતો નથી.' (અબુ દાઉદ શ., ભા.ર પાનું–૩૧૫)

બીજી રિવાયતનો એક ટુકડો–જે માણસ મુસલમાનની ઈઝઝત આબરૂની હિફાઝત કરે છે અલ્લાહપાક ફરિશ્તા મોકલી કયામતના દિવસે તેની હિફાઝત કરશે (અબૂ દાઉદ શરીફ) રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે એ લોકો જે જીભથી ઈમાન લાવ્યા. દિલોમાં હજુ સુધી ઈમાન ઉતર્યુ નથી. મુસલમાનોની ગીબત કરો નહિં. મુસલમાનોની છુપી ચીઝોની પાછળ ન પડો. જે માણસ મુસલમાનની છુપી ચીઝોની પાછળ પડે છે, તો અલ્લાહપાક તેની પાછળ પડે છે અને જયાં અલ્લાહ પાછળ પડે તો તેના ઘરમાં પણ મુસીબતો ઉભી થશે. અલ્લાહ પાક તેને ઝલીલ કરશે. (અબુ દાઉદ શરીફ, ભા.ર, પાનું–૩૧૫)

રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે, જયારે કોઈ માણસ બીજા માણસની ભુલ (ગુનાહ) અલ્લાહ માટે છુપાવે છે. તો અલ્લાહ પાક કયામતના દિવસે તેના ગુનાહોને છુપાવશે. (મુસ્લિમ શરીફ, ભા.ર પાનું–૩રર) કાઝી અયાજ લખે છે, જે ગુનાહ–ભુલો છુપાવી લોકોમાં જાહેર નહિં કરે, અલ્લાહ પાક તેના ગુનાહોના ઉપર કયામતમાં પરદા નાખી માફ કરી દેશે. (ઈમામ નવવી) રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે, મુસલમાન બીજા મુસલમાન માટે મઝબૂત ઈમારત જેવો છે કે એક ભાગ બીજા ભાગને મઝબૂત કરે છે. (મુસ્લિમ શરીફ, ભા.ર, પાનું–૩ર૧) રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે, માફીથી ઈઝઝતમાં વધારો થાય છે. આજિઝીથી માણસ ઉંચો બને છે. (મુસ્લિમ શરીફ, ભા.ર, ૩ર૧)

ઈમામ નવવી મુસ્લિમ શરીફ ના કર્તા લખે છે મુસલમાનની મદદ મુસીબતોને દૂર કરવું. તેમના અયબોને છુપાવવું, એમાં દરેક રીતે મુસલમાન ભાઈની મદદ કરવું શામિલ છે. માલથી, હોદ્દાથી, પોતે દૂર કરે, કોઈને મશ્વેરો આપે કોઈને બતલાવે, એ મુસલમાન ભાઈની મદદમાં દાખલ છે.

ઉપરની હદીષોની ઉપર વિચાર કરો. આજે મુસલમાન રહમાની સ્કીમ છોડી શયતાનની સ્કીમ બનાવી ઉંચો બનવા માંગે છે. બીજાની નિંદા ગીબત કરી લાનતાન કરી ઝલીલ કરી, આગળ આવવા માંગે છે. તો આજે જુઓ કે કોઈના પણ ઐબો ઢંકાયલા જ નથી. કારણ કે રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે ઘરમાં છુપી રીતે પણ કામો કરશે. અલ્લાહ પાક ઝલીલ કરશે દરેક માણસ ઈચ્છે છે કે મારા અયબો પબ્લિકમાં ન આવે. એનો ઉપાય એજ કે તમો બીજાના અયબો છુપાવો, મુસલમાનની મદદ કરો, પરેશાનીઓ દૂર કરો, કોઈ તમારા ઉપર ઝુલ્મ કરે તો ચુપ રહો, અલ્લાહના તરફથી ફરિશ્તાઓ ઉતરી તમારા વતી જવાબ આપશે. હમારા જવાબથી તેમનો જવાબ વધુ અસરકારક નીવડશે. અને વધુમાં વધુ કામયાબી મલશે.

મુસલમાનોના અયબો છુપાવવા વિષે જે હુકમ છે. તેમાં અલ્લાહના માટે છુપાવે. સગા સંબંધી હોવા માટે નહિં. કારણ કે આજે સગાના અયબો છુપાવી તેનાં તરફથી લડાઈ ઝઘડો કરવા પણ તૈયાર હોય છે. એના માટે હુકમ લાગુ પડશે નહિં. સગો હોય કે પરાયો, અલ્લાહ પાક અને તેના રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમના હુકમ અનુસાર છુપાવ્યા હશે, તો જ આ હુકમ લાગુ પડશે. તેથી મુસ્લિમ ભાઈઓના હકો અદા કરી, અલ્લાહ પાકની ભરપુર મદદ મેળવી. દુનિયા અને આખિરતમાં કામયાબી મેળવો. દુઆ પર ખત્મ કરૂં છું.

એ અલ્લાહ, આ કિતાબમાં જે કંઈ લખ્યું છે સૌ પ્રથમ લખનાર તેમજ છપાવનાર તેમજ તેમાં કોઈ પણ રીતે મદદગાર થનાર સૌને અમલ કરવાની તવફીક આપી દુનિયા અને આખિરતના અઝાબોથી બચાવી રસુલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમની શફાઅત નસીબ ફરમાવી, સર્વે ગુનાહોની માફી આપી હમોને તેમજ દરેક મોમિન મર્દ–ઔરત, મુસલમાન મર્દ ઔરતને તારા અઝાબથી બચાવી અર્શનો સાયો અતા ફરમાવી હવઝે કવષરનો જામ નસીબ ફરમાવી નબીઓ, સીદ્દીકો, સાલિહીનની જમાઅતમાં ઉઠાવશો. આમીન..

**તા. ૧–૧૦–૧૯૭૦, ૨૯ રજબ ૧૩૯૦, વાર. જુમેરાત.**

**હઝરત મવ. મુફતી**

**અહમદ ઈબ્રાહીમ બેમાત (ર.અ.)**

**દારૂલ ઉલુમ મદની દારૂત્તરબિયત,**

**કરમાલી.**





## અગત્યનાં મસઅલાઓ

''લા તત્તખિઝુ આયાતિલ્લાહિ હુઝુવા''

અલ્લાહ તઆલા ફરમાવે છે, ''મારા હુકમોની મઝાક ન કરો'' નમાઝ પઢનાર, રોઝા રાખનાર ઈબાદત કરનારની મઝાક કરવું એ અલ્લાહ ના હુકમોની મઝાક કરવું છે. કોઈ પણ મુસલમાન અલ્લાહ તઆલાના અહકામ ની મઝાક કરવું પસંદ નથી કરતો.

(૧) નમાઝ, રોઝા નાં જેમ નિકાહ કરવું એ પણ ઈબાદત છે, આ સમયે આપણા સમાજમાં અમુક ભાઈઓ ઓવર સીઝ જવા માટે પોતાની અવલાદને રૂપીયા લઈ શાદી કરાવે છે. જાઈઝ નથી, ગુનોહ છે. પોતાના દેશનાં સાથે ધોકો છે. મુસલમાન માટે કોઈને ધોકો દેવું હરામ છે.

(૨) જુઠ્ઠી શાદી સાચી દેખાય એ માટે વીડીયો કેમેરા ફોટોગ્રાફી વિગેરે કરવું એ પણ જાઈઝ નથી.

(૩) સાચી શાદી હોય તેમાં પણ વીડીયોગ્રાફી કરવું જાઈઝ નથી. પર્દા વગર ઘરની ઈઝઝત ને જેને પણ સી.ડી. કે કેસેટ હાથ લાગે છે જુએ છે જાઈઝ નથી.

(૪) ઘણા ઉલમાને એમ કહી કે બહાર જવા માટે કેસેટ બનાવવું ઝરૂરી છે. એ વાત સહીહ નથી. ફોરેન ની એમ્બિસી ના કાર્યકર્તાએ થી જયારે પુછવામાં આવ્યું, તો તેમનો જવાબ એજ હતો કે ''મેરેજ જેન્યુઅન છે એ માટે મેરેજ સર્ટીફિકેટ જરૂરી છે. તમો સીડી કે કેસેટ આપો છો હમો જોઈએ છીએ.''એમ્બિસીયો નો રેકોર્ડ બોલે છે કે ઘણા ખરા એવા સીડી અને કેસેટો વાળા કેસો પણ રીજેકટ થયા છે.

**નોટ :–** કેનેડા, અમેરીકા, યુરોપ વિગેરે દેશોનો કાનુન દરેક મઝહબના માનનારાઓને એમના મઝહબ પર અમલ કરવાની પુરેપુરી છુટ આપે છે. તો પછી ઈસ્લામે હરામ કરેલ બાબતોને હરામ માની દૂર રહેવુ અતિશય ઝરૂરી છે. અલ્લાહ તઆલાને રાઝી કરવું ઝરૂરી છે. રોઝી દેવાની ઝિમ્મેદારી અલ્લાહ તઆલાની છે.

**અમજદ મુફતી અહમદ બેમાત**

દારૂલ ઉલુમ મદની દારૂત્તરબિયત, કરમાલી

૧૧/૧/૨૦૧૦